## માતૃસ્મરણ

અમારા બાળપણમાં જ અમને છોડી જેને ઇહલોકમાંથી જવું પડ્યું તોયે તેટલા અલ્પકાળમાં જ જેણે આપેલા ધર્મસંસ્કાર આજ સુધીયે મારી ઉન્નતિમાં મને ઉપયોગી થતા રહ્યા છે તે તીર્થરૂપ માતુશ્રીનું અત્યંત નમ્રતા અને કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ.

કેદારનાથ

# સંપાદકના બે બોલ

પરમ પૂજ્ય કેદારનાથજીનુ આ પુસ્તક વાચકો સમક્ષ મૂકતા મને ઘણો આનદ થાય છે. 'વિવેક અને સાધના' તેમ જ 'વિચાર-દર્શન ભાગ-૧'ની જેમ આ પણ લેખો, પત્રો અને સવાદોનો સગ્રહ છે હવે તેમના જીવનવિષયક વિચારોનો જનતાને પરિચય થતો ગયો છે માનવતાની વિચારસરણીનો વિશદ ખ્યાલ આવવામા આ સગ્રહ મદદરૂપ થશે આમાના લેખો 'અખડ આનદ' વગેરે માસિકોમા પ્રસિદ્ધ થયેલા છે શ્રેયાર્થીભાઈઓને લખેલા કેટલાક અપ્રસિદ્ધ પત્રોનોયે આમા સમાવેશ કર્યો છે પુસ્તકાકારે છાપતી વખતે આ બધુ પૂ નાથજી સાથે વાચી જવામા આવ્યુ છે, અને જ્યા સ્પષ્ટતા કરવાની જરૂર જણાઈ ત્યા કરવામા આવી છે મૂળ મરાઠીમાથી આ અનુવાદ છે ફરીને વાચતી વખતે હિંદી માસિક 'જૈન જગત'ના સપાદક શ્રી રિષભદાસજી વખતોવખત પૂ નાથજી સાથે ચર્ચાવિચારણા કરતા તેનો લાભ લેવામા આવ્યો છે તે માટે હુ તેમનો આભારી છુ

'વિવેક અને સાધના'ના નિવેદનમા પૂ નાથજી અને માનવતાના ધ્યેય વિષેના તેમના વિચારો બાબત જરૂરી વાતોનો ઉલ્લેખ કરવામ આવ્યો છે તેમણે પોતે તે પુસ્તકમા પોતાનો આત્મપરિચય પણ આપેલો છે તેથી અહીં વિશેષ કશુ લખવાની જરૂર નથી

આ પુસ્તક તૈયાર કરતા જેમ મને કૃતાર્થતા લાગી છે તે વાચકોને તેનુ વાચનમનન વિચારજાગૃતિમા મદદરૂપ થશે એવી મ આશા છે

૨૦-૩-'૫૮
અમદાવાદ

# પ્રસ્તાવના

'વિચારદર્શન'નો પહેલો ભાગ પ્રસિદ્ધ થયાને ચાર વર્ષ થયા. તેમાં જણાવ્યા પ્રમાણે લોકાભિરુચિ જોઈને આ બીજો ભાગ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો એ માટે મને આનંદ થાય છે. પહેલા ભાગના લેખો પ્રમાણે આમાંના લેખો પણ માસિકોમાં પ્રસિદ્ધ થયેલા છે. એમને જ સુધારી અને જુદા જુદા વિષય પ્રમાણે ગોઠવી તેમા કંઈક ક્રમ અને વ્યવસ્થિતતા લાવવાનો પ્રયત્ન કર્યો છે પહેલા ભાગની જેમ આ ભાગ પણ લોકોમા પ્રિય થશે એવી મને આશા છે.

મૂળ મરાઠી લેખોનો આ અનુવાદ મારા મિત્ર શ્રી રમણીકલાલ મોદીએ કર્યો છે. પહેલા ભાગના લેખોના અનુવાદની જેમ આ અનુવાદ કરવામાં પણ તેમણે મૂળ લેખોના અર્થ, આશય, ભાવ કે રહસ્યમાં જરા પણ ઊણપ આવવા દીધી નથી. તે માટે તેમણે જે દક્ષતા અને સૂક્ષ્મતા વાપરી છે તે પ્રશસાપાત્ર છે લેખોના વિષય-પ્રતિપાદનમાં વધારે સ્પષ્ટતા લાવવા માટે તેમણે વિશેષ પ્રસંગોમાં કરેલી સૂચનાઓનો મને ઘણો ઉપયોગ થયો છે

નવજીવન પ્રકાશન મદિરે મારા પરના પ્રેમને લીધે પ્રકાશનનું કામ ઘણા થોડા સમયમા તત્પરતાથી કર્યું તે માટે હુ શ્રી. જીવણજી-ભાઈનો આભારી છુ.

અભય બ્લોક ન. ૨, પ્લોટ ન. ૩૨
આરોરા સિનેમાની પાછળ, રસ્તો ન ૧૪,
કિંગ્સ સર્કલ, મુબઈ ન. ૧૯
૧૮-૩-'૫૯

કેદારનાથ

# અનુક્રમણિકા

૧

# ધ્યેયનિષ્ઠ જીવન અર્થાત્ ધન્ય જીવન

જીવનનું ધ્યેય અને યોજના

ઘર, ખેતી, ગાય, ઘોડા, બળદ, કપડાં, આપણાં બાળક એટલું જ નહીં પણ આપણી રસોઈ એ પૈકી કોઈ પણ સજીવ, નિર્જીવ, વસ્તુ બગડે છે ત્યારે તે શાથી બગડે છે તેની તપાસ કરતાં સામાન્યપણે તેનું એક કારણ એ જણાય છે કે યોગ્ય વખતે બરાબર લક્ષ ન આપવાથી તેમ જ વિવેકપૂર્વક યોગ્ય ઉપાય ન કરવાથી તે વસ્તુ બગડે છે. ઘર ખરાબ થયું શાથી? ખેતી ડૂબી શાથી? પોતાનાં બાળકો ખરાબ થયાં શા કારણે? એની આપણે તપાસ કરીએ તો મોટે ભાગે એમ દેખાશે કે આપણે તે તરફ જે સમયે જેટલું લક્ષ આપવું જોઈતું હતું તેટલું આપ્યું નહીં. આપણું શરીર પણ બગડે છે ત્યારે પણ આપણે તેની જે પ્રકારે સંભાળ લેવી જોઈતી હતી તે પ્રકારે લીધી નહીં, એ જ તેનું કારણ સામાન્ય રીતે જણાય છે. બહારના કુદરતી કોપને લીધે ક્યારેક ક્યારેક ઘર, ખેતી વગેરેનું ભયંકર નુકસાન થાય છે; હવા ખરાબ થવાને લીધે, રોગચાળો ફાટી નીકળવાને લીધે આપણું આરોગ્ય બગડે છે, પણ આવા પ્રસંગો રોજ આવતા નથી. આ વિશેનાં હંમેશનાં કારણો તો આપણું દુર્લક્ષ, આપણું અજ્ઞાન, આપણી બેપરવાઈ, આપણું આળસ અને અસંયમ જેવાં જ કંઈક હોય છે. જીવન અને વ્યવહાર વિશે દીર્ઘ વિચાર કરીને જેણે પવિત્ર અને ઉદાત્ત ધ્યેય ધારણ કર્યું હોય એવો વિવેકી, નિરલસ અને પુરુષાર્થી માણસ આવી કોઈ પણ બાબતમાં કદીયે ચૂકતો નથી. દીર્ઘ અને સૂક્ષ્મ વિચાર કરીને ધારણ કરેલા ઉદાત્ત ધ્યેયને પ્રાપ્ત

કરવા માટે તેણે પોતાના વ્યવહારનો નકશો પોતાના હૃદયમાં આલેખેલો હોય છે અને તે પ્રમાણે જીવન ચલાવવાનો તે પ્રયત્ન કરતો હોય છે.

સારી રીતે સંસારવ્યવહાર કે વેપાર ચલાવનાર માણસ જે પ્રમાણે પોતાની પાસેના અંદાજ પ્રમાણે પોતાના વેપાર અને ખર્ચનું ધોરણ ઠરાવે છે અને દક્ષતા ને કરકસરથી વર્તીને સંસાર કે વેપાર સરળપણે અને બચત કરીને ચલાવે છે, તે પ્રમાણે વિવેકી અને શ્રેયાર્થી માણસ પોતાની શક્તિઓનો વિચાર કરે છે, તે શક્તિઓને વધારે છે અને પોતાનું ધ્યેય સિદ્ધ થાય એ રીતે જીવનધોરણ ઠરાવે છે. વિવેક, દૃઢતા, સંયમ, દયા, ક્ષમા, પ્રેમ, શાંતિ, ઉત્સાહ, ઉદારતા વગેરેના દરેક પ્રસંગે તે પોતાના જીવનધ્યેય પ્રમાણે જાગ્રતપણે વર્તે છે અને જીવનભર તે પ્રમાણે વર્તીને ધ્યેયપ્રાપ્તિ વિષે યશસ્વી થાય છે.

માનવતાની ઊણપ

આના કરતાં જુદે માર્ગે જનારી વ્યક્તિઓનો વિચાર કરતાં જણાય છે કે તેઓ પોતાની ખેતી, ઘર, બાળકો એટલું જ નહીં પણ પોતાનાં શરીર અને મનનીયે પરવા કરતી નથી. મનમાં ઊઠનારી સારી કે નરસી વૃત્તિઓ પ્રમાણે તેઓ જીવન ચલાવે છે. તેમના જીવનમાં ઉદાત્ત ધ્યેય જ નથી હોતું. વિવેક યા દીર્ઘદૃષ્ટિ વિષે તેમને ખબર જ નથી હોતી. આળસ અને કર્તૃત્વહીનતાને લીધે તેમનાં સંસાર અને શરીર બગડે છે. ખાનપાન, વસ્ત્ર, પહેરવેશ, રહેણી વગેરે બાબતોમાં આરોગ્યના કરતાં પોતાની હોંશ અને લુબ્ધતાનું જ વર્ચસ્વ તેમના પર વધારે હોય છે. બાળકોના કલ્યાણની દૃષ્ટિ કરતાં તેમના વિષેનો મોહ જ જે પ્રમાણે તેમને ચલાવે તે પ્રમાણે તે વ્યક્તિઓ ચાલે છે. માનવી જીવનનું મહત્ત્વ તેમને સમજાયેલું હોતું નથી એ આ બધાનું કારણ છે. તે સમજાય એવી તેમને ઇચ્છાયે હોતી નથી. દુનિયાના લાખો માણસોનું જીવન આ પ્રમાણે જ ચાલતું હોય એમ દેખાય છે. બીજાં પ્રાણીઓ કરતાં માણસમાં બુદ્ધિનો વિકાસ વધારે થયેલો છે, છતાં હજીયે માણસ ધ્યેયરહિત જીવન ગાળે છે એ માનવતાની દૃષ્ટિએ ઘણી જ ઊણપ છે.

**ध्येयरहित जीवनना विपरीत परिणाम**

જેઓ વિદ્યા, ધન, સત્તા, બળ, વૈભવ, ઐશ્વર્ય, પ્રતિષ્ઠા અને કીર્તિની પાછળ લાગેલા હોય છે, જેમને મોટી મોટી આકાંક્ષા હોય છે, જેમનામાં તેમના વિષય અને હેતુ પૂરતાં વિવેક અને દીર્ઘદૃષ્ટિ પણ હોય છે પરંતુ તેનો ઉપયોગ પોતાની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ કરવાના કામમાં જેઓ કરે છે, પોતાનો સંસાર સારી રીતે ચલાવતા છતાંયે જેઓ કેવળ પોતાનાં જ સુખદુઃખને મહત્ત્વ આપે છે, તેમને પણ જીવન વિષેનું કોઈ ઉચ્ચ ધ્યેય પ્રાપ્ત કરવાનું હોતું નથી. જ્યાં સુધી માણસને માનવતાનું મહત્ત્વ લાગતું નથી, સદ્ગુણોની રુચિ પેદા થઈ તે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન તે કરતો નથી અને જીવન વિષેની પવિત્રતાની કંઈક કલ્પના તેના હૃદયમાં ઠસી નથી, ત્યાં સુધી તેના જીવનમાં કોઈ ઉદાત્ત ધ્યેય છે એમ કહી શકાય નહીં. જે હેતુ કે આકાંક્ષાની પાછળ કોઈ પવિત્રતા અને ઉદાત્તતાનો ભાવ હોય છે, તેને જ 'ધ્યેય' એ શબ્દ લગાડવામાં આવે છે. મનના ગમે તે ક્ષુદ્ર હેતુને ધ્યેય શબ્દ લગાડવામાં આવતો નથી. જે પ્રમાણે 'વ્રત' એ શબ્દ કોઈ શ્રેષ્ઠ નિયમ, સંયમ અને નિગ્રહપૂર્વક ચલાવવાના નિશ્ચયને લગાડવામાં આવે છે; જે પ્રસંગોમાં વિવેક, સંયમ, દૃઢતા, ત્યાગ, ઉદારતા વગેરે સદ્ગુણોને જાગ્રત કરવા પડે છે, તે પ્રસંગોમાં વ્રત શબ્દની યોજના કરવામાં આવે છે; ઘણું ખાવાપીવાની, ઊંઘવાની અને ગમે તેમ નિરંકુશપણે બોલતા રહેવાની કોઈને ટેવ પડી હોય અથવા કોઈ સ્વચ્છંદપણે વર્તતું હોય, તો તેણે ઘણું ખાવાપીવાનું, ઊંઘવાનું, બબડવાનું કે સ્વચ્છંદપણે વર્તવાનું વ્રત લીધેલું છે એમ તે પોતે અથવા બીજું કોઈ પણ કહેતું નથી, તે જ પ્રમાણે આપણે બધા ઇંદ્રિયાધીન થઈ વિવેક ન કરતાં કેવળ પોતાની મનોવૃત્તિઓ પ્રમાણે વર્તીએ, તો તેની પાછળ આપણું કંઈ જીવનવિષયક ધ્યેય છે એમ કહી શકાય નહીં. સમર્થ રામદાસ સ્વામીએ એક જગાએ કહ્યું છે : 'पर्णाळी पाहोन अुचले । जीवसृष्टि विवेकें चाले । आणि पुरुष होउनि भ्रमले । यासी काय म्हणावें ।।' (दासबोध — १२-१-११) પર્ણાલી એટલે પાંદડા પરનો કીડો; તે પણ આધાર જોઈ તપાસીને પાછલું અંગ ઊંચકી આગળ ચાલે છે.

નિર્ધાસ્ત, નિર્ભય, કઈક આધાર છે કે કેમ એવુ જોયા વગર તે આગળ ચાલતો નથી અને માણસ (પોતાને બુદ્ધિમાન સમજનારુ પ્રાણી) ગમે તેમ અવિવેકી વર્તન કરે છે એને શુ કહેવુ? જગતના ઘણા દુખો, વ્યક્તિવ્યક્તિને ભોગવવી પડતી વિપત્તિઓ અને આપત્તિઓ જગત અને વ્યક્તિવ્યક્તિના દોષો અને દુર્ગુણોને લીધે નિર્માણ થાય છે એ આપણે જોઈએ અને અનુભવીએ છીએ માનવજાતિના અજ્ઞાન, લોભ, આશા, તૃષ્ણા, દુષ્ટતા, ખોટો અહકાર, વિદ્યા, ધન, સામર્થ્ય અને સત્તાને લીધે આવતો પ્રમાદ વગેરે દોષોને લીધે આપણે આજે દુખી છીએ જગલી હિંસક પશુઓનો આજે આપણને ભય નથી, પણ આપણે માહોમાહે એકમેકને લીધે ભયગ્રસ્ત છીએ આ સ્થિતિ માટે આપણે જ કારણ છીએ ઉદાત્ત ધ્યેયરહિત એવા આપણા જીવનના જ આ બધા વિપરીત પરિણામ છે આ સ્થિતિમા સુધારો થાય એવુ આપણને લાગતુ હોય તો આપણે પોતાનુ જ જીવન તપાસવુ જોઈશે

જીવનસિદ્ધિનો માર્ગ

આપણે પોતાના મનને થોડુ સ્વસ્થ કરીને આપણો પોતાનો અને દુનિયાનો વ્યવહાર કેવો ચાલે છે તે જરા તટસ્થપણે જોઈએ આપણા અને દુનિયાના સુખદુખના કારણો જરા સૂક્ષ્મપણે શોધી કાઢવાનો આપણે પ્રયત્ન કરીએ તે પરથી આપણને જણાઈ આવશે કે અજ્ઞાન અને દુર્ગુણોને લીધે આપણે પોતે દુખી થઈ બીજાઓના દુખનુ કારણ થઈએ છીએ વિવેક અને સદ્‌ગુણોની રુચિ ન હોવાથી કેવળ પોતાની સારીનરસી વૃત્તિઓ પ્રમાણે, આપણા અતરની ઇચ્છાનુરૂપ આપણે વર્તીએ છીએ આપણી વૃત્તિઓ અને ઇચ્છાઓના પોષણ, વર્ધન અને શમન પાછળ આપણે લાગેલા છીએ વૃત્તિઓ અને ઇચ્છાઓના તાત્કાલિક શમનને જ આપણે સુખ માનીએ છીએ તે શમન અને સુખ તાત્કાલિક હોઈ તેમાથી વૃત્તિઓ અને ઇચ્છાઓનુ પોષણ અને વર્ધન પણ થાય છે એ વાત સુખલુબ્ધતામા આપણા લક્ષમાં આવતી નથી, પણ સૂક્ષ્મપણે જોતા તાત્કાલિક શમન એ કેવળ આભાસ હોઈ તે સાથે જ આપણી વૃત્તિઓ અને ઇચ્છાઓ ઊલટી વૃદ્ધિગત થાય છે એમ જણાઈ આવે છે આ માર્ગે આપણી ઇચ્છાઓનુ કદી પણ શમન

ન થતા ઊલટુ શમનમાથી જ પોષણ અને વર્ધન અને ફરીને તેમનુ શમન એ ઘગમાળ આપણે ચલાવીએ છીએ અથવા આ જ ઘટમાળમા આપણે ગૂચાઈ જઈએ છીએ આ ઘગમાળમા ગૂચાયેલા હોવા છતાય આપણે જ તેને ગતિ આપીએ છીએ અને આ રીતના આપણા જીવનક્રમમાની આપણી જુદી જુદી ઇચ્છાઓ, વાસનાઓ અને આશા-તૃષ્ણાઓ પૂરી પાડવાના માર્ગમા આપણા તરફથી કેટલો અન્યાય, કેટલી દુષ્ટતા કઠોરતા, અસત્ય, અપ્રામાણિકતા વગેરે દોષો થતા રહી કેટલી નિરપરાધી, દીન, દુર્બલ અને અસહાય વ્યક્તિઓને દુ ખ ભોગવવુ પડતુ હશે, એનો વિચાર કરીએ તો એમ્દરે શો સારાશ નીકળે? આપણે બધા આ રીતે જીવનક્રમ ચલાવતા રહીએ તો આપણે કદી નિર્ભય અને સુખી થઈએ એવો સભવ છે શુ? કુદરતે કહો કે પરમાત્માએ કહો આપણને આપેલી બૌદ્ધિક વિશેષ ભેગનો ઉપયોગ આપણે આ રીતે કરીએ, તો તે વાત આપણને શોભા આપનારી નથી એમ વિચાર કરતા લાગે છે

मनुष्याणा सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धाना कश्चिन्मा वेत्ति तत्त्वत ॥ ७–३

એવુ ગીતામા વચન છે એનો અભિપ્રાય એ જ છે કે હજારો માણસો જીવન વિષે વિચાર ન કરતા જ જીવન ચલાવે છે એમાથી એકાદ જણ જીવનવિષયક ઉચ્ચ વિચારની પાછળ પડીને જીવનસિદ્ધિ પ્રાપ્ત કરે છે આ શ્લોક રચાયાને અથવા આ વચન પ્રગટ થયાને સેંકડો વર્ષ થઈ ગયા, પરતુ આટલા લાબા સમયમાયે માનવી સ્વભાવમા અથવા તેના જીવનવ્યવહારમા વિશેષ એવો ફરક પડેલો દેખાતો નથી આપણી પહેલાની પેઢીના અનુભવ પરથી ચાલુ પેઢીએ અને ચાલુ પેઢીના અનુભવ પરથી પછીની પેઢીએ સુધરવાનો પ્રયત્ન કેમ કરવો નહીં? માણસે કેવળ ગતાનુગતિક કેમ રહેવુ? આ જ મોટો પ્રશ્ન છે સત સજ્જનો, જગતના કલ્યાણની અત્યત કાળજી રાખનારા અને તે માટે જીવન સમર્પણ કરનારા મહાપુરુષો આપણને બધાને એ જ કહે છે કે —

हित नाही ठावें जननीजनका । दाविला लौकिकाचार तिही ।
आधळ्याचे काठी लागले आधळें ।ग्यात अेके वेळे पुढें मार्गे ।
न धरावी चाली करावा विचार । वरील आहार गळी लावी ।

આપણા માબાપને આપણા સાચા હિતની ખબર નથી તેઓ કેવળ લૌકિક આચાર, ગતાનુગતિક ચાલતો આવેલો આચાર આપણને શીખવે છે તે એક આંધળાની લાકડી પકડી બીજા આંધળાએ તેની પાછળ ચાલતા જવા જેવો પ્રકાર છે તેમા આગળ પાછળ બન્નેનો ઘાત જ છે માટે પરપરાગત ચાલતો આવેલો માર્ગ ન પકડતા વિચાર કરીને માર્ગ ગ્રહણ કરવો જોઈએ માછલાને પકડવાને માટે કાટાને લગાડેલા માસની જેમ ઉપરના સુખમા આપણે ફસાઈ જવુ ન જોઈએ આ પ્રમાણે સત સજ્જનો કહેતા આવ્યા છે તેમના કહેવા પરથી આપણે સાવધ ન થઈએ અને વિવેક કરીને જીવનનુ ઉદાત્ત ધ્યેય ઠરાવી તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન ન કરીએ તો મનુષ્યજન્મ પામીને જે સિદ્ધિ આપણે સાધવી જોઈએ તે આપણે સાધી શકીશુ નહીં પછી ઘર, ખેતી કે બીજી કોઈ પણ વસ્તુ જે પ્રમાણે યોગ્ય સમયે બરાબર લક્ષ ન આપવાને લીધે બગડે છે, તે પ્રમાણે આપણુ જીવન બગડી જઈ વૃથા જશે તે વૃથા ન જાય એટલા માટે સાવધ થઈ આપણે વિવેકપૂર્વક પોતાનુ જીવન ચલાવવાનો પ્રયત્ન કરવો જોઈએ આપણને મળેલા બહુમૂલ્ય માનવી જીવનનો સદુપયોગ કરવાનુ આપણે શીખવુ જોઈએ ઉદાત્ત હેતુ ધારણ કરેલો વિવેકી માણસ આ વિષે કદી ચૂકતો નથી, કદી દુર્લક્ષ કરતો નથી ધનલોભી પોતાની બધી શક્તિથી જેમ પોતાના ધનને સભાળે છે, માતા જેમ પોતાના એકના એક પુત્ર તરફ બધુ લક્ષ આપીને તેનુ પ્રતિપાલન કરે છે, તેમ વિવેકી માણસ માનવતાને પોતાનુ ધ્યેય સમજીને પોતાના સત્ત્વ અને શીલને સભાળે છે તે પ્રસગવશાત્ પોતાના પ્રાણ અર્પીને પણ પોતાના શીલનુ રક્ષણ કરવા પ્રયત્ન કરે છે કારણ કે આ જ વાત બધાને – માનવજાતિને પૂર્ણ સુખી કરવાને સમર્થ છે એવી તેની શ્રદ્ધા હોય છે આ સિવાય બીજી બાબતો – લોભ, આસક્તિ, મોહ વગેરે – આપણને બધાને દુર્ગતિએ લઈ જનારી છે એ વિષે તેની ખાતરી હોય છે માનવજાતિ પોતાના દોષો અને

દુર્ગુણોથી દુ ખી અને પવિત્રતા, ઉદાત્તતા અને સદ્‌ગુણોથી સુખી થાય છે, એ વાત તેણે વિચાર કરીને અને પ્રત્યક્ષ અનુભવીને જાણેલી હોય છે ખોટે માર્ગે જવાનો કે તે માર્ગે કઈ લાભ મેળવવાનો તે કદી પ્રયત્ન કરતો નથી તે મ્દી દભ કરતો નથી આડબર તેને રુચતો નથી આપણે સારા છીએ એમ લોકોને બતાવવા કરતા સારા થવાનો તે પ્રયત્ન કરે છે સજ્જનતાના ડોળ કરતા ખરેખર સજ્જન થવામા તેને કૃતાર્થતા લાગે છે સદ્‌ગુણોના વર્ણન કરતા સદ્‌ગુણી થવામા તેને ખરો આનદ થાય છે આપણે બધાએ સદ્‌ગુણી અને શીલસપન્ન થવુ એવી તેની આકાક્ષા હોય છે अन्योन्यस्य साह्य करू । अवघे धरू सुपथ ॥ આપણે પરસ્પર એકમેકને સહાય કરતા રહી બધા સારા માર્ગે — ઉદાત્ત ધ્યેય તરફ જઈએ, એ તેનો જીવનમત્ર હોય છે આ જીવનમત્રાનુસાર તેણે પોતાનો જીવનપથ અને ધ્યેય ઠરાવેલા હોય છે તે માર્ગે જતા જતા તે જીવનસિદ્ધિ પ્રાપ્ત કરે છે અને છેવટે ધન્ય થાય છે

આ જ માર્ગે ચાલતા રહી, આપણે બધા ધન્ય નહીં થઈએ શુ ?

## ૨

## જીવનની સાર્થકતા

सामुदायिकतानो अभाव

માનવજીવન આજે એટલુ બધુ અશુદ્ધ થઈ ગયુ છે કે ભાવિ પ્રજાની શી સ્થિતિ થશે તેની કલ્પના આપણે કરી શકતા નથી અસત્ય, અપ્રામાણિકતા, છેતરપિંડી વગેરેથી પ્રાપ્ત થયેલી વસ્તુની ભૌતિક દૃષ્ટિએ ગમે તેટલી કિંમત અકાતી હોય, પણ તેને આપણા હાથમાથી સરી જતા વાર લાગતી નથી પરતુ તે પ્રાપ્ત કરવા માટે આચરેલા અને વધારેલા દુર્ગુણોનો નાશ કરવા માટે આપણે શક્તિમાન થઈશુ નહીં આ રીતે પ્રાપ્ત કરેલી વસ્તુથી આપણી કઈ શક્તિ વધે છે ? પોતાની માનેલી કાર્યસિદ્ધિ માટે જો આપણે પરસ્પર દુર્ગુણોની હરીફાઈમા પડીશુ તો તેનુ શુ પરિણામ આવશે તેનો વિચાર કરવો જોઈએ તત્ત્વજ્ઞાનમા આટલી આગળ વધેલી પ્રજાની આવી સ્થિતિ

કેમ થઈ તેનો વિચાર કરવો જોઈએ આપણે પોતાની દૃષ્ટિ પરમેશ્વર, જન્મમરણ મોક્ષ કે પરલોક સુધી પહોચાડીએ છીએ, પણ પ્રાપ્ત થયેલા જીવનમા કેમ રહેવુ તે તરફ જોતા નથી આપણે બધા સુખી થઈએ તેમા જ આપણુ અને માનવજાતિનુ હિત છે એ રીતે વિચાર કરતા નથી આપણે બધી રીતે વ્યક્તિગત રીતે જ વિચાર આચાર કરવા ટેવાયેલા છીએ જે કઈ જોઈએ તે પોતા પુરતુ જ મોક્ષ જોઈએ તોયે તે કેવળ પોતાને માટે તેમ વિદ્યા ધન વગેરે જે કઈ જોઈએ તે પણ પોતાને માટે તેનાથી ઊચી કલ્પના આપણે કરી શકતા નથી સામુદાયિક રીતે વિચારવાની અને જીવન જીવવાની કલ્પના જ આપણા મનમા ઊઠતી નથી માટે આપણે હવે સામુદાયિક ધ્યેય ધારણ કરી મનને પ્રથમ વ્યાપક કરવુ જોઈએ તે પ્રમાણે વ્યવહાર પણ શુદ્ધ જ જોઈએ એકબીજાની સાથેનો વ્યવહાર શુદ્ધ થયા વગર આપણે સુખી નહી થઈએ આ સ્થિતિ કાયદાથી સુધરવાની નથી મનુષ્ય સુધરે છે સસ્કારથી જે કાઈ અશુદ્ધિ છે તે મનમા છે જીવનમા સારી ટેવો અને સુસસ્કારો ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે તે માટે બાળપણથી સારી સારી ટેવો, અને સુસસ્કારો પાડવા જોઈએ બાળપણમા પડેલી ખરાબ ટેવો મોટી ઉંમરે કાઢવી મુશ્કેલ પડે છે અગર કાઢી શકાતી નથી બાળપણથી જો સુસસ્કારો પડે તો તે સદ્ગુણોમા પરિણમે છે, અને એ સદ્ગુણો ધીમે ધીમે સ્વભાવમા ફરી જાય છે આ રીતે એક વાર તે સદ્ગુણો સ્વભાવમય બની જાય તો તે કાયમ રહે છે

વ્યવહારશુદ્ધિ અને હૃદયશુદ્ધિનો સબંધ

આજે આપણે ચાલુ પ્રવાહને અનુસરીએ છીએ પણ દરેક વ્યક્તિ શુદ્ધ રહેવાનો નિશ્ચય કરે અને તે પ્રમાણે પ્રયત્ન કરે તો ઈશ્વર તેને તેના પ્રયત્નમા મદદ કરશે અશુદ્ધિ એકદમ આવતી નથી, તેમ એકદમ જતી નથી ધીરે ધીરે આવે છે અને પછી તેને દૂર કરવા માટે મહાન પ્રયત્ન કરવો પડે છે વહેવાર ચલાવતા કદી અશુદ્ધ વહેવારથી માણસને યશ અને સફળતા મળે છે એટલે તે તેમા વધારે ને વધારે ફસાતો જાય છે આપણે મનથી અશુદ્ધ થયા એટલે વહેવાર

પણ અશુદ્ધ થયો હૃદય મલિન થવાથી આપણાથી જે કાંઈ ક્રિયા થાય તે ખરાબ જ થાય મન ખરાબ ન હોય તો અશુદ્ધ ભાવ પેદા ન થાય મન શુદ્ધ થયુ છે કે નહીં તેનુ દર્શન તેની ક્રિયાથી થાય છે ભૂમિ કહેતી નથી કે તે કેવી છે, પણ અંકુર ફૂટે એટલે માલૂમ પડે છે કે તે કેવી છે તેવી રીતે મન કેવુ છે તેનુ દર્શન ઇંદ્રિયો દ્વારા થતા કર્મોથી થાય છે આંતર અને બાહ્ય ઇન્દ્રિયોની શુદ્ધિથી જીવન શુદ્ધ થશે વહેવારશુદ્ધિ માટે હૃદયશુદ્ધિની આવશ્યકતા છે હૃદયની શુદ્ધિ માનવ જીવનનુ ધ્યેય છે

મનુષ્યની પરીક્ષા તેના વર્તનથી થાય છે તેની પાસે ધન હોય અને તેના પર સારા સસ્કારો પડયા હોય તો તે, ધનને પરોપકારમા વાપરશે જો વિનાસના સસ્કારો પડયા હશે તો તેને તે પોતાના મોજશોખ માટે વાપરશે જીવનમા આપણે શુ કર્યુ ? શુ મેળવ્યુ ? એનો દરેકે વિચાર કરવો જોઈએ સસ્કારો, સદ્‌ગુણો મેળવવાના છે એવો દરેકે આજથી જ નિશ્ચય કરવો જોઈએ જે સમય જાય છે તે પાછો આવતો નથી મૃત્યુને કોઈ પણ દૂર કરી શકતુ નથી તેને દૂર કરવા માટે લાખો રૂપિયા આપવામા આવે, તોપણ તે દૂર કરી શકાતુ નથી માનવ જીવનનું સાર્થક્ય સમયને વ્યર્થ ન જવા દેવામા છે વિદ્યાઓ, કલાઓ અને સદાચારની પ્રાપ્તિ માટે સમયનો ઉપયોગ કરવો જોઈએ

સમયનો સદુપયોગ

મનુષ્યજીવન એ શ્રેષ્ઠ જીવન છે કોઈ પણ ગરીબ કે દુ ખી માણસ પશુજીવન પસદ નહીં કરે મનુષ્ય અને પશુ બને ખોરાક મેળવે છે, પણ બનેની મેળવવાની રીતમા ફેર છે મનુષ્યને જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, પ્રાણ મન, બુદ્ધિ બધુ મળેલુ છે તે બધાનો ઉપયોગ કરીને તે પોતાની જરૂરિયાતો મેળવે છે પશુને તેવુ કાંઈ વિચારવાનુ હોતુ નથી મનુષ્યને તેને યોગ્ય શરીર સ્વાભાવિક રીતે મળેલુ છે તેને બલિષ્ઠ અને નીરોગી કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ, તેવી જ રીતે બુદ્ધિને પ્રગલ્ભ પ્રખર અને તેજસ્વી બનાવવા પ્રયત્ન કરવો જોઈએ મન પવિત્ર અને નિર્મળ તથા અનેક સદ્‌ગુણોથી યુક્ત રહેવુ જોઈએ શરીર, બુદ્ધિ અને મનનો આ રીતે વિકાસ કરવો જોઈએ પશુને તેવા સાધનો નથી તે

કુદરતી રીતે જીવે છે મનુષ્યને આ સાધનો મળ્યા છે તેમનો સદુપયોગ થવો જોઈએ જીવનસિદ્ધિ માટે એક ક્ષણ પણ નકામી ન જવા દેવી જોઈએ. સમયનો સદુપયોગ કરવાનુ કામ આપણુ છે બજારમા જઈએ અને રૂપિયા આપી વસ્તુ ખરીદીએ તો રૂપિયા ગયા એમ નહીં પણ વસ્તુરૂપે તે આપણા હાથમા આવ્યા છે તેવુ જ સમયનુ છે સમયનો સદુપયોગ કરી શક્તિ, સામર્થ્ય કે સદ્ગુણો પ્રાપ્ત કર્યા હોય તો તે સમય વ્યર્થ ગયો નથી, પણ શક્તિ, સામર્થ્ય કે સદ્ગુણો રૂપે આપણી પાસે છે જેણે આ રીતે સમયનો સદુપયોગ કર્યો છે તેને પોતાના જીવનમા શાતિ પ્રસન્નતા–ધન્યતા–કૃતાર્થતા લાગે છે. આ જ યથાર્થ જીવન છે તેને મૃત્યુ ભયાનક નહીં લાગે મૃત્યુ વખતે તે શાત અને સ્થિર રહી શકશે જેણે માનવજીવનનુ મહત્ત્વ સમજીને સયમી રહી માનવતા પ્રાપ્ત કરી છે તે કયારે પણ ચિંતાગ્રસ્ત કે બેચેન થતો નથી માણસને અનેક પ્રકારનો ધન વિદ્યા સત્તા-સામર્થ્ય વગેરેનો મદ ચડે છે પણ ઉચ્ચ અને ઉદાત્ત જીવનની આકાક્ષા રાખનાર જુદી રીતે આત્મગૌરવ અનુભવે છે તે કઠણ પ્રસગોમા — મૃત્યુના સમયે પણ શાત રહી શકે છે જો તે નિર્મળ બને તો તેનુ આત્મત્વ નાશ પામે છે જે શૂરવીર છે તેનુ તેજ રણમા જાગ્રત થાય છે પક્ષીને આકાશનો ભય હોતો નથી, સિંહને જગલનો ભય હોતો નથી, માછલીને પાણીનો ભય હોતો નથી તેમ સજ્જનને સકટનો ભય હોતો નથી તેમા તે શાતિ અનુભવે છે માનવ જીવનમા આવી શાતિ પ્રાપ્ત કરવા માટે જાગ્રત રહી વારવાર પ્રયત્ન કરવો જોઈએ જો આપણને સુખ શાતિ જોઈએ તો આપણે સયમી બનવુ જોઈએ સયમ, વિવેક અને સાવધાની વગર મનુષ્ય, મનુષ્ય બની શકતો નથી ઇંદ્રિયોને કાબૂમા ન રાખી શકીએ તો તે પોતાની છે એમ કેવી રીતે કહી શકીએ? ઘોડા પર બેસીને લગામ કાબૂમા ન રાખીએ તો શી સ્થિતિ થાય? મૃત્યુ સમયે આપણે શાતિ પ્રસન્નતા જાળવી શકીએ તો જીવન સાર્થક થયુ કહેવાય એવી સાર્થકતા પ્રાપ્ત કરવા માટે ભોગથી સુખી થવાય છે એવી માન્યતા અને ઇચ્છા છોડવી જોઈએ ત્યાગથી સુખી થવાય છે એવુ ધ્યેય આપણે સ્વીકારવુ જોઈએ સસારી અને વહેવારી ત્યાગ અને સયમથી જ

સુખી થઈ શકે છે જો ઇંદ્રિયો આપણા કાબૂમા હોય તો જ સુખી થવાય માનવતા સાધ્ય કરવી હોય, ચિત્તની શુદ્ધિ કરવી હોય, સદ્‌ગુણો-ની વૃદ્ધિ કરવી હોય તો સયમી અને વિવેકશીલ થવુ જોઈએ સયમી થવા માટે પ્રયત્ન કરવો પડે છે ગાયક, ચિત્રકાર કે વિદ્વાન બનવુ હોય તો તેવો પ્રયત્ન કરવો જોઈએ દરેક પ્રકારની વિદ્યા-કળા જ્ઞાન પ્રાપ્ત કરવા માટે દૃઢ સકલ્પ જોઈએ કોઈ તે કરી શકે છે અને કોઈ તે કરી શકતા નથી તેનુ કારણ સકલ્પ અને પ્રયત્નનો અભાવ છે જ્યા શક્તિ લગાડીએ ત્યા તે કામ કરે છે માનવતાનુ ગૌરવ આપણે સમજવુ જોઈએ તેની વિરુદ્ધ વર્તન કરતા આપણને શરમ આવવી જોઈએ. મન જેના હાથમા હોય તેના પર કોઈ હકૂમત ચલાવી શકતો નથી સ્વતત્ર તે જ છે, સુખી પણ તે જ છે કે જેની ઇંદ્રિયો તેના કાબૂમા હોય પવિત્ર હૃદય એ શ્રેષ્ઠ સપત્તિ છે ગૌરવ શાનુ રાખવુ એની પૂરી સમજ ન હોવાથી થોડુક ધન વધે, ઘરબાર વધે એટલે માણસ તેનુ અભિમાન રાખે છે સોનાની ફ્રેમના ચશ્મા કોઈ પહેરે અને તે માટે અભિમાન રાખે પણ આખ નબળી પડી ગઈ છે તે તરફ તેનુ ધ્યાન જતુ નથી પ્રતિષ્ઠાના ખોટા ખ્યાલને લીધે આમ થાય છે બત્તીનો ઉપયોગ અધકાર દૂર કરવા માટે છે, પણ લગ્ન પ્રસગે કેટલી બત્તીઓ લગાડીએ છીએ? આ તેનો સદુપયોગ છે? લોકો પણ એવાની પ્રશસા કરે છે ભૂખ લાગે ને કોઈ લાડુ આપે તો ભૂખ સતોષાય, પણ તેને બદલે જો લાડુના હાર કરી ગળામા પહેરીએ તો ભૂખ મટે નહીં ને લોકો પાગલ કહે તેમ બત્તીના તોરણોનુ સમજવુ જોઈએ પૈસાનો વ્યર્થ ખર્ચ કરવામા આવે છે એમ કરવાનો આપણને અધિકાર છે શુ? તે જ પ્રમાણે શક્તિનો પણ વ્યર્થ વ્યય ન કરવો જોઈએ દરેક જણ વહેવાર શુદ્ધ કરવામા શક્તિનો ઉપયોગ કરે, તો દુખ નહીં રહે જે બધાને આત્મવત્ સમજે છે તે જ પોતાની શક્તિનો સદુપયોગ કરી શકે છે વાણીમા સચ્ચાઈ, મધુરતા અને સદ્‌ભાવ પરથી મનુષ્યની પરીક્ષા થાય છે આમા માનવતા છે બધા સદ્‌ગુણોમા જ જીવનની સાર્થકતા છે

પ્રવચન પરથી

૩

# જીવન અને ધર્મ

સામાન્ય માનવીજીવન જે રીતે ચાલવુ જોઈએ તે રીતે ચાલતું હોતુ નથી એવુ સમાજના વિચારક લોકોને લાગે છે ત્યારે તેઓને તે બાબતમા સમાજને જાગ્રત કરીને તેમા ફેરફાર કરવાની અત્યત આવશ્યકતા લાગે છે એવા વિચારવત અગ્રણી લોકો વિચાર અને આચારમા ફેરફાર કરે છે અને સમાજને આઘાત પહોચાડીને તેમ જ પોતે દુખો સહન કરીને પણ સુધારણાનો માર્ગ કાઢવાનો પ્રયત્ન કરે છે બધા સમાજોનો ઇતિહાસ તપાસીએ તો આ જ વાત માલૂમ પડે છે માનવજીવન રૂધાતું હોય ત્યારે તેમાથી માગ કાઢવા માટે વિચારકો આગેવાની લે છે

જમાને જમાને માનવસમાજને રૂધતા કારણો કેટલીક વાર ધાર્મિક રૂઢ માન્યતાઓ હોય છે, કેટલીક વાર સામાજિક રૂઢિઓ હોય છે અને કેટલીક વાર આર્થિક અને રાજકીય બધનો હોય છે આ બધા કારણો માનવજીવનની પ્રગતિને અટકાવનારા થઈ પડે છે ત્યારે નવા વિચારઆચારને જાગ્રત કરી તેનો પ્રચાર કરવો પડે છે આપણે ભૂતકાળમા નજર કરતા પાર્શ્વનાથ, બુદ્ધ, મહાવીર, શકરાચાર્ય વગેરેએ આવા જ ક્રાતિકારી સામાજિક કામો કર્યા છે જ્યારે જ્યારે અનેક ભેદભાવો વધ્યા, અનેક પ્રકારના કર્મકાડ વધ્યા, લોકો રૂઢાચારમા દટાયા અને ક્રિયાઓનો જીવન સાથેનો સબધ તૂટચો ત્યારે પ્રાણવાન વિચારકો ને થયુ કે આ બધાનો જીવન સાથે શો સબધ છે? તેમણે બધનો તોડીને નવા વિચારો અને આચારોની સ્થાપના કરી અને નવા ધર્મની પ્રતિષ્ઠા કરી ભગવાન બુદ્ધે ઘેટાના બચ્ચાને બચાવી બલિદાનનો નવો અર્થ પ્રત્યક્ષ બતાવ્યો અને જીવનને ધર્મ સાથે જોડી દીધુ

જૂના વાડાઓને તોડી નવા વિચારઆચારને સ્થાપતી વખતે તેને નવુ નામ આપવુ પડે છે આ નવા વિચારઆચાર જીવન સાથે

જોડાયેલ હોવાથી ધર્મ બને છે પણ તેમાથી આગળ જતા એક નવો પથ ઊભો થાય છે આ જમાનાના પ્રાર્થનાસમાજ, બ્રાહ્મોસમાજ પથ નથી પણ એક વિચારધારા છે પહેના પ્રાર્થનાસમાજને કેટલાક નાસ્તિકો નો સઘ માનતા તેનું કારણ એ હતુ કે પ્રાર્થનાસમાજના એકેશ્વરી નિષ્ઠા, સ્ત્રીપુરુષ ભેદ દૂર કરવા, સ્ત્રીઓને કેળવણી આપવી, અસ્પૃશ્યતા નિવારણ, વિધવાવિવાહ વગેરે સામાજિક સુધારણાના વિચારો લોકોને અસહ્ય લાગતા લોકોની નાસ્તિકતાની વ્યાખ્યા સકુચિત હોય છે પોતે જે માને, તેને જે ન માને તે નાસ્તિક લોકો પોતાની માન્યતાઓમા રહેલા સત્યનો આગ્રહ નથી રાખતા, તેમ જ તેમા સત્ય શુ છે તે શોધવાનીયે પરવા રાખતા નથી, પણ તેઓ કેવળ પોતાની માન્યતા ઓનો પ્રચાર કરે છે, અર્થાત્ તેમને જીવનનો ચાલુ ચીલો છોડવો ગમતો નથી આવા ચીલામાથી કાઢી જીવનનો સાચો રસ્તો બતાવનારને તેઓ સમજી શકતા નથી અને તેને બધી રીતે પજવવા માડે છે ચાલુ જમાનામા આપણા દેશમા રાજા રામમોહનરાય, દયાનદ સરસ્વતી, રાનડે, આગરકર, ભાડારકર વગેરેને તેમના નવા વિચારોને માટે ઘણુ સહન કરવુ પડયુ હતુ વિચાર પ્રમાણે આચાર કરવા માટે શક્તિ જોઈએ સુધારકોમા તે હોય છે, પણ લોકોમા તે સામાન્ય રીતે નથી હોતી તેથી સુધારકો અને લોકોમા અતર પડી જાય છે એ અતર તોડવા માટે સુધારકો સહન કરે છે અને ભાવી પેઢીનો માર્ગ સરળ કરે છે પ્રાર્થનાસમાજ, બ્રાહ્મોસમાજ વગેરે સમાજોનું આજે ખાસ મહત્ત્વ નથી રહ્યુ, કારણ કે જે સુધારા કરવા તેઓ ચાહતા હતા તે આજે સામાન્ય જનતામા પ્રચલિત થઈ ગયા છે એટલુ સારુ છે કે અહીં આપણા પ્રાતમા પ્રાર્થનાસમાજ અલગ પથ નથી બન્યો

આ પ્રમાણે ધર્મ, પથ કે સમાજો એક પછી એક આવે છે, એકબીજામા સમાઈ જાય છે અને પછી નવા વિચારની પરપરા ઊભી થાય છે અને ચાલુ રહે છે સનાતન હિંદુ ધર્મમાથી બૌદ્ધ, જૈન વગેરે ક્રાતિકારી વિચારકો આ વ્યા અને પછી તેમના વિચારો રૂઢ થયા આમ નવા ધર્મ વિચારની પરપરા ચાલુ રહી આ જમાનામા એ પરપરામા ગાધીજી આવ્યા અને સમાજમા નવુ બળ પેદા કર્યું

આ રીતે વિચાર અને આચારમા જડતા આવી જવાનો બધે સભવ રહે છે, તેથી મનુષ્યે પોતાના આચારવિચાર તરફ નજર રાખી પુરુષાર્થી બની સતત જાગ્રત રહેવુ જોઈએ કોઈ પણ વિચાર કે આચાર માણસજાતની પ્રગતિ કરનાર છે કે કેમ, તેમા ન્યાયવૃત્તિ પેદા કરનાર છે કે કેમ, તેની શક્તિ વધારનાર છે કે કેમ તેનો વિચાર કરવો જોઈએ સિદ્ધાતો બદલાતા નથી, પણ જમાના પ્રમાણે તેમા વિકાસ થતો રહે છે તેથી આચાર સતત શુદ્ધ બનતો રહેવો જોઈએ

વિદ્યાનો સતત અભ્યાસ અને સશોધન તેમ જ તે પ્રમાણે આચાર કરનારા બ્રાહ્મણ કહેવાતા પણ પછી જડતા આવી અને બ્રાહ્મણના આ લક્ષણો ભુલાયા અને તેઓ ફક્ત દાન લેનારા બની ગયા અને આમ થતા બ્રાહ્મણનુ બ્રાહ્મણત્વ ગયુ ખરુ દાન તો ગીતાના કથન પ્રમાણે દેશકાળ અને પાત્ર જોઈને અપાય તે જ છે ખરા દાનમા લેનાર અને આપનાર બનેનુ કલ્યાણ થાય છે લેનારમા પુરુષાર્થ જાગે ત્યારે તે ખરુ દાન દવા જો જીવતા સુધી લેવી પડે તો તે દવા ન કહેવાય, તે જ પ્રમાણે હમેશની જરૂર ન ભાગે તે દાન નહીં અશક્તને મદદ કરવી એનો અર્થ એ કે તેને હમેશને માટે સશક્ત બનાવવો સાચુ દાન એ કે જે બીજી વાર દાનને માટે પ્રસગ જ ન રહેવા દે

જીવન ધર્મથી અલગ ન થઈ શકે ધર્મ એટને નિયમન તેનો આચાર જીવનને સમૃદ્ધ બનાવે, પુરુષાર્થી બનાવે, શુદ્ધ અને પ્રગતિમય બનાવે માણસને સકુચિત, સ્વાર્થી કે ક્રૂર બનાવે તે ધર્મ નથી જે નિયમ વગર માનવજીવન ચાલે નહીં તે નિયમ પ્રમાણેનો આચાર તે ધર્મ માનવીજીવનમા ધર્મ એ મુખ્ય છે મનુષ્યમા બુદ્ધિ છે તેથી તે મોટો નથી, પણ તેણે ધર્મ અને સસ્કૃતિ પેદા કરી તેથી તે મોટો થયો છે, એ એને માટે વિશાળ વારસો છે એ વડે માનવજીવન અને સમાજ જીવન સહકાર, મૈત્રી, સહાનુભૂતિ વગેરે સદ્ગુણોથી યુક્ત બનવુ જોઈએ વ્યક્તિ અને સમાજજીવનમા માનવતા ભરેલી હોવી જોઈએ એક વાર માણસ માણસને ખાતો હતો, પણ આજે તે સસ્કૃત બન્યો છે અને તેનો આદર્શ आत्मवत सर्वभूतषु બનતો છે એ માટે સમભાવ જોઈએ સદ્ગુણો સમભાવ પેદા કરવા માટે છે સમભાવ એટને સહસવેદના

માનવતાનો એ આદર્શ છે ધર્મને માનનારા આ કસોટીમાથી પસાર થાય છે કે નહીં તેનો આપણે વિચાર કરવો જોઈએ જ્યા સમભાવ છે ત્યા પ્રગતિ થાય છે, ત્યા સહજ સ્વાર્થત્યાગ હોય છે આ સ્થિતિમા સમાજ પ્રગતિ કરતો રહે છે સતોની સાચી મૂડી સમભાવ છે માતાની મૂડી પણ સમભાવ છે એટલે સતો માતા જેવા છે પોતા પરનુ મમત્વ ઓછુ કરી બીજા પર પ્રેમ કરે તે સત આવા માતા જેવા સતનો તાજો જ દાખલો આપણને જોવા અનુભવવા મળ્યો છે ગાધીજી કોચરબ આશ્રમમા રહેવા આવ્યા અને પ્રેમની વાતો કરતા, ત્યારે એમની વાતો લોકોને ગાડી લાગતી પણ એમણે તો પ્રેમ, સત્ય અને અહિંસાની વાત ચાલુ રાખી નિષ્ક્રિય બની ગયેલી અહિંસામા પ્રાણ પૂરીને તેને પ્રચડ શક્તિશાળી બનાવી એમા કેટલી શક્તિ ભરેલી છે તેનો ખ્યાલ આપ્યો તેમણે આ રીતે સદાચારની ફરી સ્થાપના કરી એ બતાવી આપ્યુ કે જીવન અને ધર્મ જુદા નથી ગાધીજીએ જે રસ્તો બતાવ્યો છે તે પર આપણે હિંમતપૂર્વક જવુ જોઈએ આજે હજુ ઘણા ધાર્મિક, સામાજિક અને રાજકીય બધનો છે તે તોડવા જોઈએ એ માટે વ્યક્તિએ પોતાની સુધારણા માટે વિચારપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ સામાન્ય વ્યક્તિઓ એકલી આમ ન કરી શકે તેથી સમજુ અને વિચારશીલ વ્યક્તિઓએ આ માટે સગઠિત થવુ જોઈએ અને વાતાવરણ પેદા કરવુ જોઈએ

આજુ જમાનામા કાયદા, કચેરીઓ, પોલીસ વગેરેની વૃદ્ધિ આપણને ભૂષણરૂપ લાગે છે, પણ વિચાર કરતા તે આપણને દૂષણરૂપ લાગવા જોઈએ, કારણ જેટલા કાયદા તેટલા જીવનના નિયમોનો ભગ થાય છે એ જ પ્રમાણે સમાજની અવ્યવસ્થાની પણ તે નિશાની છે ઘણી વાર તો કાયદાને લીધે સચ્ચાઈથી ચાલનારને સહન કરવુ પડે છે, અને બીજા ખોટા ઘણી વાર બચી જાય છે આ ધર્મ નથી ધર્મ હોય ત્યા મૈત્રી હોય, આદરભાવ હોય, પ્રેમ હોય જ્યા પ્રેમ હોય ત્યા કાયદાના બાહ્ય બધનોની જરૂર નથી

દુનિયાના દરેક મહાપુરુષે સમાજને વ્યાપકતા તરફ લઈ જવા પ્રયત્ન કર્યો છે વ્યાપકતાથી માનવજીવન શ્રેષ્ઠ બને છે વ્યાપકતા

એટલે બધા પ્રત્યે સમભાવ અને બધાના કલ્યાણ માટે સહન કરવુ એનુ જ નામ સમર્પણ દરેક મહાપુરુષે આના પર ભાર મૂકયો છે, એટલે તેઓ કહેતા આવ્યા છે કે બધા પરમાત્માના સતાન છે, બધામા એક જ આત્મતત્ત્વ વ્યાપેલુ છે તેથી આપણે સૌ એક જ છીએ આપણી પાસે જે કઈ છે તે સૌનુ છે આવા વ્યાપક ભાવથી વિચાર આચાર કરવામા આવે તે ધર્મ આવો ધર્મ એ જ સમભાવ એવા સમભાવથી રાજકીય, સામાજિક અને આર્થિક વ્યવસ્થા માનવીએ કરવી જોઈએ અને નવી પરિસ્થિતિ નિર્માણ કરવી જોઈએ આ અગેની વિચારણા હજારો વર્ષથી ચાલતી આવી છે મહાપુરુષો એનો જ ઉપદેશ કરતા આવ્યા છે એમના ઉપદેશનો એ જ મુખ્ય સૂર રહ્યો છે માનવસમાજે હવે તેનો આગ્રહપૂર્વક અમલ કરવા પુરુષાર્થથી મડી પડવુ જોઈએ

અમદાવાદ પ્રાર્થનાસમાજના વાર્ષિક ઉત્સવ પ્રસગે આપેલા પ્રવચન પરથી

## ૪

## જીવન અને જીવનશુદ્ધિ

માનવી જીવનની विशेषता

જીવન એ પરમાત્મા તરફથી મળેલી અમૂલ્ય ભેટ છે જીવન બધા પ્રાણીઓને મળેલુ છે, તેમ માણસને પણ મળેલુ છે પણ બીજા પ્રાણીઓના અને માણસના જીવનમા બહુ મોટુ અતર છે બીજા પ્રાણીઓનુ જીવન જેટલુ નૈસર્ગિક ધર્મોથી બધાયેલુ છે તેટલુ માણસનું જીવન તે ધર્મોથી બધાયેલુ નથી બીજા પ્રાણીઓની શક્તિબુદ્ધિ મર્યાદિત છે માણસની શક્તિબુદ્ધિ આજ વિલક્ષણપણે વધેલી છે માણસ પોતાની શક્તિબુદ્ધિનો જેવો વિકાસ કરી શકે છે તેવો વિકાસ કોઈનેયે કરતા આવડતુ નથી અને વિકસિત શક્તિબુદ્ધિનો જેવો સદુપયોગ માણસ કરી શકે છે તેવુયે કરતા કોઈને આવડતુ નથી માણસ કરતા બીજા કોઈ પ્રાણીઓની શક્તિ વધારે હોય અથવા

તેમનામાં નૈસર્ગિક બુદ્ધિ પણ કદાચ વધારે હોય, તોય તે શક્તિનો સદુપયોગ બધાના કલ્યાણ માટે કરવાનો ભાવ ફક્ત માણસમાં જ જણાઈ આવે છે. દરેક જીવ પોતાના દેહરક્ષણના પ્રયત્નમાં હંમેશ હોય છે, પણ માણસને પોતાના રક્ષણનો વિચાર કરીને બીજાઓનાં સુખદુઃખનો અને રક્ષણનો વિચાર કરવો પડે છે. આ જ તેની વિશેષતા છે અને આ જ મનુષ્યત્વનું મુખ્ય લક્ષણ છે. બીજા જીવો અને માણસ વચ્ચે આ જ મોટું અંતર છે. આ અંતર ધ્યાનમાં લઈને આપણે પોતાના જીવનને વલણ આપવું જોઈએ અને તે પ્રમાણે પોતાનું જીવન ઘડવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ.

જીવનની નશ્વરતા

જીવન વિષેની આપણી જે કલ્પનાઓ હશે તે પ્રમાણે આપણે પોતાનું જીવન ગાળવાનો પ્રયત્ન કરીશું. તે કલ્પનાનુસાર આપણે જીવનને મહત્ત્વ આપીશું અને તે પ્રમાણે જ આપણને સિદ્ધિ પણ મળશે. જીવન વિષે કંઈક ઊંચી આકાંક્ષાઓ ન રાખતાં આપણે તે વિષે ઉદાસીન રહીએ તો આપણું જીવન કેવળ રોજની જરૂરિયાતો પૂરી કરવામાં અને તે બાજુથી કંઈક સુખ પ્રાપ્ત કરવામાં જ ગમે ત્યારે પૂરું થઈ જશે.

ससार म्हणजे सर्वेचि स्वार । नाहीं मरणासी उधार ॥
मापी लागलें शरीर । घडीनें घडी ॥ १ ॥

(સમર્થ રામદાસ, दासबोध-३-९-१)

સંસાર એક સવાર પ્રમાણે પોતાની ગતિથી દોડતો ચાલ્યો જાય છે. અહીં મરણ હંમેશ માટે તૈયાર છે. ક્ષણેક્ષણે આયુષ્ય ચાલ્યું જાય છે. એ ક્યારે પૂરું થશે તેનો ભરોસો નથી; અર્થાત્ મરણ ક્યારે આવશે એ નક્કી નથી.

घडीघडी पलपल आयुष्य जातें तेलमीठसर्पणात ।
हें मुख किति पाहसिल दर्पणांत ? ॥

ઘડીએ ઘડીએ, પળે પળે તેલ, મીઠું અને બળતણની ચિંતામાં આયુષ્ય ચાલ્યું જાય છે, એ વાત લક્ષમાં ન લેતાં ફરી ફરી આ મોઢું તું કેટલી વાર દર્પણમાં જોતો રહીશ?

આવા સદ્વાક્યોથી જીવનની નશ્વરતાનો ઇશારો સતો આપણને રોજ આપતા આવ્યા છે

**માનવી બુદ્ધિનો પ્રભાવ**

આપણી પાસે ચાલુ જીવન છે ભવિષ્યમા કેટલુ છે તે આપણે ખાતરીથી કહી શકતા નથી એટલે ચાલુ જીવનનો સદુપયોગ કરવો એ આપણા હાથની વાત છે જીવનનો પ્રવાહ આપણે અટકાવી શકતા નથી, રોકી શકતા નથી તેમાની એક ક્ષણને પણ આપણે સઘરી શકતા નથી વિશ્વના નાનામોટા બધા પદાર્થો ગતિના ચક્રમા કે પ્રવાહમા પડેલા છે જે પૃથ્વીના આધારે આપણા વહેવારો ચાલે છે, જેના આધારે આપણુ અસ્તિત્વ છે તે પૃથ્વી અને સૂર્ય, ચદ્ર, નક્ષત્રો, ગ્રહમાળા એ બધુ વિશ્વ — બધાને ચક્ર પ્રમાણે કે કેમ તેની ખબર નથી, પણ સદૈવ ભમવાનુ લાગેલુ છે તે પ્રમાણે આપણને પણ ક્યાયે અટકવાને વખત નથી કે સ્થાન નથી આ ખરુ હોય તોપણ પરમાત્માએ આપણને મનુષ્યોને બુદ્ધિરૂપી મહાન શક્તિ આપેલી છે આપણને પ્રિય એવી વસ્તુને કોઈ પણ સ્વરૂપે શક્ય તેટલો લાબો કાળ આપણે ટકાવી રાખીએ અને તેનુ સુખ આપણે વધારેમા વધારે વખત લઈ શકીએ, એવી માણસ માત્રમા ઇચ્છા છે તે ઇચ્છાને સફળ કરવાનો પ્રયત્ન બુદ્ધિમાન મનુષ્યોએ ચલાવ્યો છે અને તેમા તેમને ઠીક અશે યશ પણ મળ્યો છે એવા પ્રયત્નમાથી જ ચિત્રકલા અને શિલ્પકળાની ઉત્પત્તિ થઈ છે અને તે દ્વારા ભૂતકાળના મનુષ્યોના અને પ્રાણીઓના સ્વરૂપો આપણને જોવા મળે છે હવે તો મરેલા માણસોના શબ્દો, સગીત, તેમના હાવભાવ, ક્રિયા, સભાષણ વગેરે યથાતથ આપણે અનુભવી શકીએ છીએ આ રીતે આપણે ભૂતકાળની ઘટનાઓને પ્રત્યક્ષની જેમ જોઈ શકીએ છીએ ભૂતકાળનો ગમે તેટલોય મોટો મહાપુરુષ આપણને જોઈ શકતો નથી, પરતુ આજે એકાદો સાધારણ માણસ પણ તેમનુ જીવનપટ જોઈ શકે છે માણસ અલ્પજીવી હોય તોયે તેના રૂપનો, તેની કોઈ ક્રિયાનો અને તેના શબ્દનો લાભ માનવજાતિ પ્રત્યક્ષની જેમ હજારો વર્ષો સુધી લઈ શકે, એવા પ્રકારનુ બૌદ્ધિક બળ માણસે આજે પ્રાપ્ત કર્યું છે આજે જે કલા વધી છે

તેની શોધ પૂર્વકાળે થઈ હોત તો બુદ્ધ, મહાવીર, શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર, તુકારામ અને રામદાસના પ્રત્યક્ષ દર્શનના જેવો આનંદ અને તેમના ઉપદેશનો લાભ આજે પણ આપણે લઈ શકત

જીવનમા શુદ્ધિનુ મહત્ત્વ

આ વિષે આટલુ લખાણથી લખવાનો હેતુ એ છે કે, આપણા હાથમાથી જતા રહેતા વર્તમાનકાળમાથીયે કઈક બચાવીને તે દીર્ઘકાળ ટકે એવો આપણે તેને કરી શકીએ છીએ આ વાત આપણા ધ્યાનમા આવે અને તેમાથી બોધ લઈને પોતાના ચાલુ જીવનમા જ આપણે કઈક એવુ પ્રાપ્ત કરતા રહીએ કે તે આપણા જીવનમા જ આપણને રોજ ઉપયોગી થતુ રહે ભૂતકાળના બનાવોને જો માણસ પોતાના બુદ્ધિબળથી પ્રત્યક્ષમા લાવી તેમાથી આનદ અને જ્ઞાન મેળવતો હોય, તો પોતાના જીવનના ચાલુ કાળમાથી ભવિષ્યના જીવનમા ઉપયુક્ત થાય એવુ કઈ તે મેળવી ન શકે? અને આ વાત જો તે સાધી શકે તો સસાર મ્હણજે સર્વચि स्वार આ નિયમ પ્રમાણે જીવન ચાલ્યુ જતુ હોય, તોપણ તેમાથીયે અધિક શાશ્વત એવુ તે જે પ્રાપ્ત કરે તે, તેની પોતાની પાસે રહેશે — જેમ પૈસા ખર્ચીને તે એકાદી વસ્તુ લાવે તો પૈસા ગયા એમ નહીં, પણ પોતાની તે જ સપત્તિ વધારે ઉપયુક્તપણે પોતાની પાસે બીજા સ્વરૂપે છે જ એવુ તે સમજે છે આપણને ઉપયોગમા આવનારી વસ્તુ નશ્વર કે અલ્પકાળ ટકનારી હોય તોયે માનવીબુદ્ધિ તે જ વસ્તુ અધિક શાશ્વત, અધિક કાળ ટકે એવી કરવા તરફ લાગેલી હોય છે આપણા જીવનનો કાળ પ્રવાહની જેમ ઝપાટાથી જતો હોય તોપણ તે જ કાળે આપણને હમેશ ઉપયોગી થનારી અધિક મહત્ત્વની અને અધિક શાશ્વત વસ્તુઓ પ્રાપ્ત કરી રાખીએ તો તે પ્રાપ્ત કરવામા ગયેલુ જીવન, તે વસ્તુઓરૂપે વધારે કીમતી બની આપણને પ્રાપ્ત થયુ છે એમ લાગશે ચાલુ જીવનમા જ આપણે જ્ઞાન, ચારિત્ર્ય, સદ્‌ગુણ, કલા અને ચિત્તની પવિત્રતારૂપી મહાન વસ્તુઓ પ્રાપ્ત કરીએ તો આપણુ જ જીવન અનેક સિદ્ધિરૂપ બની પહેલાના કરતા વધારે સમૃદ્ધ થયુ છે એવો આપણને અનુભવ થશે અજ્ઞાન, કૃપણતા, ભ્રષ્ટતા, વિકારવશતા વગેરે દોષોથી ભરેલા દીર્ઘાયુ કરતા

જેમા અજ્ઞાનનો સમ઼ધ નથી, વિકારની ગધ નથી, કૃપણુતા કે સ્વાર્થનુ નામ નથી, અધર્મનો જરાયે અશ નથી એવુ થોડા કાળનુ એ જીવન આપણને કૃતાર્થ કરશે નહીં કે? માણસે પોતાનુ સર્વસ્વ ખર્ચી નાખીને અને ઘણા કષ્ટો સહીને તે જ જીવન પ્રાપ્ત કરવાનુ છે માનવી જીવન તે માટે છે જીવનની સિદ્ધિ આવી જાતની શુદ્ધિમા જ છે ચાલ્યા જતા જીવનને આપણે રોકી શકતા નથી ગમેલી ક્ષણ આપણે પાછી લાવી શકતા નથી સૂર્યચદ્રની ગતિ અને પૃથ્વીનુ સતત ચાલતુ ભ્રમણ જો આપણે રોકી શકતા હોઈએ તો જ પોતાનુ ગયેલુ જીવન આપણે કદાચ પાછુ લાવી શકીએ ગયેલુ તારુણ્ય પાછુ મેળવવાનો પ્રયત્ન કરનારા 'યયાતિ' અથવા યોગાભ્યાસથી જીવન વધારવાનો પ્રયત્ન કરનારા 'ચાગદેવ' આજે પણ ક્યાક મળશે મૃત્યુ ટાળવાનો કે લબાવવાનો અથવા તારુણ્ય હમેશ ટકાવી રાખવાનો પ્રયત્ન કરનારા બધે કાળે હોવાના જ પણ તે માર્ગે જીવનસાર્થકતા હજુ કોઈને મળેલી નથી, એ આજ સુધીના તેવા પ્રયત્નોના ઇતિહાસ પરથી સિદ્ધ થયુ છે જીવનનો પ્રવાહ ઘણો કાળ ચાલતો રહે અને આપણે કેવળ દીર્ઘાયુ થઈએ તેમા જીવનની સાર્થકતા ન હોઈ, જીવનશુદ્ધિમા અને સદ્દ્ગુણોની સમૃદ્ધિમા જીવનસાર્થકતા છે દીર્ઘ આયુષ્ય કે ધનસપન્નતાના કરતા ચારિત્ર્ય, શીલ, જ્ઞાન, અનુભવ, સુસસ્કાર, સદ્દ્ગુણ, પવિત્રતા — એ પ્રકારના ઐશ્વર્યે અને વૈભવથી સમૃદ્ધ બનેલા જીવનની કિંમત અને મહત્ત્વ માનવતાની દૃષ્ટિએ અનેકગણા વધારે છે આ જાતનુ જીવન થોડા વખતમાયે સિદ્ધ કરી લીધાના દાખલા જગતના ઇતિહાસમા થોડાયે મળે છે જ એ માનવજાતિનુ ભાગ્ય છે આદ્ય શકરાચાર્યે આ જ જીવનસિદ્ધિ સાધ્ય કરીને કેવળ બત્રીસ વર્ષમા જીવનયાત્રા પૂરી કરી ઈસુ ખ્રિસ્તનુ જીવન કેવળ તેત્રીસ વર્ષમા સમાપ્ત થયુ જ્ઞાનેશ્વર, નિવૃત્તિનાથ, સોપાન અને મુક્તાબાઈ એ બધાએ વીસબાવીસ વર્ષની આસપાસ પોતપોતાની જીવનજ્યોતિ પરમજ્યોતિમા મેળવી લીધી આ પ્રકારના ઉદાહરણો ઇતિહાસમા લખાયેલા હોય તેટલા જ છે એવુ આ વિષે ન માનતા, કેટલીયે અપ્રસિદ્ધ વિભૂતિઓ પણ આ પ્રયત્નમા અલ્પ આયુષ્યમા યશસ્વી થયેલી હોવી જોઈએ એમ માનુ

યોગ્ય થશે આ પરથી આપણે સમજવુ જોઈએ કે જીવનની શુદ્ધિમા જ જીવનની સાર્થકતા છે અને તેવી સાર્થકતા પ્રાપ્ત કરવા માટે માનવી જીવન છે

**સુખ વિષેની ભ્રાતિમય કલ્પના**

પશુપક્ષીઓ અને બીજા પ્રાણીઓના જીવન અને માનવી જીવનમા આ જ મોટો ફરક છે યોગ્ય ખાનપાન, યોગ્ય પરિશ્રમ, વિશ્રાતિ, ચિંતારહિત જીવનવહેવાર, સમયાનુસાર ઔષધોપચાર વગેરે અનુકૂળ સાધન સગવડથી મનુષ્યનુ આયુષ્ય વધે છે પરતુ આયુષ્ય કેવળ લબાયાથી, તે દીર્ઘ થયાથી જીવન સાર્થક થતુ નથી માણસની શ્રેષ્ઠતા દીર્ઘ આયુષ્યને લીધે નહીં પણ તેણે પ્રાપ્ત કરેલી માનવતાને લીધે છે અને તે માનવતા જીવનની શુદ્ધિ પર અવલબે છે શુદ્ધ જીવન પોતાને આનદ અને પ્રસન્નતાદાયી થતુ રહી બીજાઓને પણ ઉન્નત કરનારુ અને તેમની ઉન્નતિમા પ્રેરણા આપનારુ થઈ શકે છે આજે માનવજાતિ દુખી અને ભયાકુલ બનેલી દેખાય છે સર્વત્ર શકા અને અવિશ્વાસ જણાઈ આવે છે અને તેથી જ કોઈ પણ જગાએ કોઈને પણ પોતાની ચાલુ સ્થિતિ વિષે નિશ્ચિતતા લાગતી નથી, કારણ કે આપણે બધા જીવનશુદ્ધિના કરતા બીજુ જ ગમે તેને મૂલ્યવાન ગણી તેની પાછળ લાગ્યા છીએ ગમે તેને ભવ્ય કે સુખસર્વસ્વ માનતા અને એવુ જ કઈક પણ આપણને આકર્ષક લાગતા તેની પાછળ પોતાની શક્તિબુદ્ધિથી આપણે પડેલા છીએ જેની પાછળ પડેલા છીએ તે સત્ય છે કે ભ્રાતિ છે, તે ખરેખર સુખ છે કે કેવળ આકર્ષણ છે, અને તેમા કર્તવ્યનિષ્ઠાનો કઈક ભાગ છે કે તે મોહ છે તે શોધી કાઢવાનુ પણ આપણને સૂઝતુ નથી આપણી પરપરા જોતા આ જ જણાઈ આવે છે આ માર્ગે આગળ ગયેલા, ધન, વૈભવ, સત્તા, ઐશ્વર્ય પ્રાપ્ત કરેલા, તેમ જ વિદ્યા, કલા કે વૈશિષ્ટ્યથી યુક્ત એવા લોકો જીવનશુદ્ધિની દૃષ્ટિથી આપણે ક્યા છીએ અને આપણી ખરી સ્થિતિ શી છે તે જગતને સ્પષ્ટપણે કહેતા નથી તેથી કોઈનુ ધન, કોઈનો ઠાઠમાઠ, કોઈનો આડબર, કોઈની વાક્પટુતા અને ચાતુર્ય, કોઈનુ સૌદર્ય, કોઈનુ બળ કે સત્તા અગર સામર્થ્ય, કોઈનુ કઠમાધુર્ય

તો કોઈની ચિત્રકુશળતા કે એવી જ કોઈ આકર્ષક વિશેષતા જોઈને મોહવશ બની આપણે તેને જ જીવનસાર્થકતા સમજીએ છીએ આપણે અસખ્ય લોકો — જેમને આમાનુ કોઈ વૈશિષ્ટ્ય પ્રાપ્ત થયુ નથી તે આપણે બધા — આવી જાતની ભ્રાતિમા જ જીવન કાઢીએ છીએ આ પૈકી ગમે તેને જીવનસાર્થકતાનુ સાધન માનીએ છીએ અને આમાની કોઈ પણ જાતની વિશેષતા પ્રાપ્ત ન કરતા જ પોતાનુ જીવન પૂરુ કરીએ છીએ વળી, પોતાની ભૂલભરેલી સમજણને લીધે જીવનનો ખરો રસ્તો ચૂકી જઈ અયોગ્ય પ્રવાહમા પડેલાઓને તેમની બહારની વિશેષતા જોઈને આપણે બધા જે માન અને આદર આપીએ છીએ, જે શ્રેષ્ઠતા આપીએ છીએ તેને લીધે તેમનામા પણ ખરા માર્ગનુ ભાન થવા માટે જોઈતી જાગૃતિ કદી આવતી નથી અનેક પ્રકારની દુર્બળતાઓને લીધે અને પોતાની પ્રતિષ્ઠા જાળવવાના લોભને લીધે તેઓ ભૂલભરેલા માર્ગે એમ જ આગળ જાય છે અને તેઓ ખરેખર સુખી હોઈ તેમનુ જીવન સફળ થયુ છે એવા ભ્રમમા આપણે પણ રહીએ છીએ આ પ્રમાણે આપણે બધા ભુલભુલામણીમા પડી જઈ જીવનપથ આક્રમીએ છીએ.

आदर्श विषेनी पसदगी

જગતના લોકોનો મોટો ભાગ પોતાનુ અને પોતાના કુટુબના માણસોનુ જેમ તેમ કરીને આબરૂથી ભરણપોષણ કરવા પાછળ પડેલો છે છતા દરેકના મનમા જીવન વિષયક કઈ ને કઈ ઉચ્ચપણાની કલ્પના, એટલુ જ નહીં પણ કઈક અસ્પષ્ટ એવી આકાક્ષા પણ હોય છે તે પૂરી થતી ન હોવાથી દરેક જણ અસતુષ્ટ રહે છે જે વસ્તુઓના અભાવને લીધે આપણને રોજ અડચણો અને દુ ખમા દિવસો કાઢવા પડે છે તેનો જેની પાસે અભાવ નથી, ઊલટુ તેની વિપુલતા હોય છે તેની તે વિશિષ્ટતાથી પોતાની જે આકાક્ષાની પૂર્તિ થશે એમ દરેક જણ માને છે અને તેને જ બધા દુ ખોનુ નિવારણ કરવાનુ અને સુખનુ સાધન પણ સમજે છે પણ આ પરીક્ષા કે આ નિર્ણય મોટેભાગે ભૂલભરેલો ઠરે છે કોઈ પણ વિશેષતાથી, તેના અભાવને લીધે સહન કરવા પડતા દુ ખો નાશ પામે છે, પણ બાળના દુ ખોને અને તે વિશેષતાને લીધે જ નિર્માણ થનારા અનિષ્ટ પ્રસગોને

રોકવાની શક્તિ તે વિશેષતામાં છે કે નહીં એનો વિચાર કોઈનાયે મનમા મોટેભાગે આવતો નથી. નાનપણમાં રેલગાડીમાં જવાના પ્રસગો જેમને આવેલા છે એવા છોકરાઓ પૈકી ઘણાને મોટા થઈને પોતે ગાર્ડ થઈએ તો સારુ એમ લાગે છે રેલગાડી પરનુ ગાર્ડનુ પ્રભુત્વ, તેનો પોશાક, સિસોટી વગાડવાનો તેમ જ ધજા ફરકાવવાનો તેનો ઠાઠ, બધાની પછી તેનુ એકદમ ગાડીમા ચડી જવુ; એ બધી વાતો કોઈ પણ છોકરાને આકર્ષક લાગતી નથી કે? તે જ પ્રમાણે શિક્ષક થવાની અને તેમાયે વિશેષે કરીને છોકરાઓને મારવાની આદતવાળા માસ્તર થવાની અભિલાષા કે આદર્શ કયા વિદ્યાર્થીના મનમા પેદા થયો નહીં હોય? (નિદાન મારી વિદ્યાર્થી દશામા તો વિદ્યાર્થીવર્ગની મનોદશા આ પ્રકારની હતી.) જાદુના ખેલો, પત્તાની રમતો, શરીરસામર્થ્યના પ્રયોગો પૈકી જે કઈ જોવામા આવે તે આકર્ષક જણાતા જીવનમા પ્રાપ્ત કરવુ એમ કયા યુવકને લાગતુ નહીં હોય? આ રીતે વધતી જતી ઉંમર પ્રમાણે જે જે સમયે જે જે આપણને ભવ્ય અને આકર્ષક જણાતુ જાય તે તે પ્રકારની જીવનવિષયક મહત્ત્વાકાંક્ષા આપણે ધારણ કરતા રહીએ છીએ તેમાની આપણી પસદગી વ્યાપક અનુભવ અને જ્ઞાનને લીધે જેમ જેમ ભૂલભરેલી ઠરતી જાય છે, તેમ તેમ આજે પણ આપણે સુખ વિષેની જે કલ્પનાઓ ધારણ કરી પોતાનુ જીવન ચલાવીએ છીએ તે પણ ભૂલભરેલી ઠરવાનો તેટલો જ સભવ નથી શુ? તેથી જીવન વિષે ઊંડો વિચાર કરીને તેનો આદર્શ ઠરાવવો આવશ્યક છે જુદી જુદી મહાન આકાંક્ષાઓ ધારણ કરીને તેમા સફળતા મેળવેલી જુદી જુદી વ્યક્તિઓના જીવનનો અભ્યાસ કરી તેમાં છેવટે માનવોચિત સુખ, શાતિ, પ્રસન્નતા, ધન્યતા અને સાર્થકતા કોને પ્રાપ્ત થઈ, કોનુ જીવન તેમને પોતાને અને તેમના સંબધમાં આવેલા બીજાઓને સહાયક, ઉન્નતિપ્રદ, પ્રેરણાદાયક અને માનવજાતિને બોધપ્રદ થયુ વગેરે બાબતોનો વિચાર કરીને આપણે જીવન વિષેનો આદર્શ ઠરાવવો જોઈએ. કેવળ થોડો વખત આકર્ષક કે બહારથી ભવ્ય જણાતુ જીવનનુ પરિણામ તે વ્યક્તિને અને બીજાઓને કેટલુ શાતિદાયી અને ધન્યતા લાગવા જેવુ થયુ છે તે સમજી લઈને પણ આપણે તે પર વિચાર કરવો જોઈએ

અને તેના પરથી આપણે પોતાના જીવનનો આદર્શ ઠરાવવો જોઈએ વિચાર કર્યા વગર કેવળ બાહ્યત આકર્ષક અને લાભદાયી વસ્તુઓની પાછળ આપણે ન પડવુ જોઈએ પરમાત્માએ આપેલી વિવેકબુદ્ધિને વધારે તીક્ષ્ણ અને તેજસ્વી કરીને જીવનનો આદર્શ ઠરાવવામા આપણે તેનો ઉપયોગ કરવો જોઈએ

જીવનશુદ્ધિનો પ્રભાવ

જીવનનો સાચો હેતુ — સાચો આદર્શ જેઓ સમજ્યા અને પુરુષાર્થ કરીને જેમણે તે સિદ્ધ કર્યો તેઓ ધન્ય છે પ્રાપ્ત થયેલુ જીવન સાર્થક ન કરતા જેમણે તેને ક્ષણિક સુખની પાછળ ગુમાવ્યુ તેઓ વૃથા જન્મ્યા અને ગયા એમ સમર્થ રામદાસે કહ્યુ છે જેમણે જીવનશુદ્ધિ સાધી છે એવા મહાપુરુષો જગતમા સર્વકાળ વદનીય થાય છે જગતમા અત્યાર સુધી અનેક સમ્રાટો, અનેક ચક્રવર્તી રાજાઓ થઈ ગયા, મહાન સત્તાધારીઓ થઈ ગયા પોતપોતાના સમયમા બધાને ભીતિ લાગે એવી સત્તા ચલાવનારાઓયે થઈ ગયા તેમના દરેકના જમાનામા તેમના કાયદાઓને, તેમના શબ્દોને તોડવાની તાકાત કે હિંમત કોઈમાયે નહોતી, પણ આજે તે કાયદાઓની કે શબ્દોની શી કિંમત છે? પણ જેમણે મનુષ્યજન્મ પામીને જીવનશુદ્ધિ સાધી માનવતાની પ્રાપ્તિ કરી, એવા ધર્મનુ આચરણ કરી સમાજમા જ્ઞાન અને ધર્મનો જેમણે પ્રચાર કર્યો અને તે માટે પોતાને અનેક રીતે સહન કરવુ પડયુ છતા જગતના દુ ખો ઓછા કરવા માટે પ્રયત્ન કર્યો તેઓ નિષ્કિચન અને સત્તાહીન હતા તોયે તેમના શબ્દોને આજે પણ લોકો પરમ વદ્ય માને છે સેંકડો હજારો વર્ષો પૂર્વે તે શબ્દો ઉચ્ચારાયેલા છે, પણ તેમનો પ્રભાવ અને તે વિષેનો આદરભાવ હજુ કાયમ છે આપણી દુર્બળતા અને વિકાર વશતાને લીધે આપણે તેમના શબ્દો પ્રમાણે વર્તી શકતા નથી એ વાત ખરી છે, પણ આપણા મનમા તે શબ્દો વિષે હજુ શ્રદ્ધા છે એ વાત પણ તેટલી જ ખરી છે આ પ્રભાવ જીવનશુદ્ધિનો છે ચિત્તની નિર્મળતા, કર્મોની પરિશુદ્ધિ, સદ્‌ગુણોની પૂર્ણતા, સદૈવ જાગરૂકતા, વિવેકની સૂક્ષ્મતા અને પ્રગલ્ભતા વગેરેથી આપણે પણ આ જ સિદ્ધિ સાધવાની છે દુનિયાનુ બધુ જ્ઞાન, બધી વિદ્યા, કળા, ભક્તિ, યોગ વગેરે

સાધનો દ્વારા આ જ ભૂમિકા સિદ્ધ કરવાની છે મનુષ્ય તરીકે જન્મ પામીને આપણે આ સ્થિતિએ પહોચવાનુ છે આપણા જીવન અને શુદ્ધિનો આ જ સબધ છે અને આ જ આપણા જીવનની વિશેષતા છે આ વિશેષતા પ્રાપ્ત થાય તો જન્મ પામીને બીજુ કશુ સાધવાનુ રહેશે નહીં

પ્રયત્નની જરૂર

થોડો વિચાર કરતા આપણા ધ્યાનમા આવે છે કે દરેક માણસના મનમા શુદ્ધિ વિષે યોગ્ય કલ્પના છે, એટલુ જ નહીં પણ તે જાતની ઇચ્છા અને સ્વાભાવિક રુચિ પણ છે અન્ન, પાણી, કપડા, વાસણ, ઘર, જગા અને વાપરવાની વસ્તુઓ સ્વચ્છ હોવી જોઈએ એમ દરેકને લાગે છે આપણી સોબતમા રહેનારા માણસો પણ સ્વચ્છ હોવા જોઈએ એમ આપણે ઇચ્છીએ છીએ આપણી પોતાની પરિસ્થિતિ, કઈક આળસ, જડતા વગેરે કારણોને લીધે આપણે અનેક બાબતોમા અસ્વચ્છતા ચલાવી લઈએ છીએ, સહન કરીએ છીએ પરતુ આપણી ખરી રુચિ સ્વચ્છતા તરફ છે અધારા કરતા પ્રકાશ, અજ્ઞાન કરતા જ્ઞાન, દુર્બળતા કરતા બળ અને ગરીબાઈ કરતા સમૃદ્ધિ જેમ આપણને સહેજે પ્રિય છે તે પ્રમાણે સ્વચ્છતા પણ આપણને પ્રિય છે આમ સ્વાભાવિક હોવા છતા આપણે પોતાના મનની પવિત્રતા સાધવામા, જીવનની શુદ્ધિ પ્રાપ્ત કરવામા અને સદ્‌ગુણસપન્ન થવામા અત્યત ઉદાસીનતાથી વર્તીએ છીએ એ ઘણા આશ્ચર્યની અને દુ ખની વાત છે માનવોચિત સુખની અને માનવતાના ભાગ્યની આપણને ઇચ્છા નથી એમ નહીં, પણ તે માટે કરવા જોઈતા પરિશ્રમનો અને પ્રયત્નનો કટાળો આવે છે એ આપણી જડતા છે આ જડતા છોડયા વગર આપણે ઉન્નત નહીં થઈએ તે જડતા આપણે જ છોડવી જોઈએ એ સિવાય બીજી ગતિ નથી જીવનનુ અને જીવનશુદ્ધિનુ મહત્ત્વ સમજીને આપણે વર્તીએ તો જ માનવતાની દૃષ્ટિથી આપણે કૃતાર્થ થઈશુ અને પરમાત્માએ આપેલી જીવનરૂપી મહાન ભેટનો સદુપયોગ કર્યાનુ પરમ સમાધાન પણ આપણને પ્રાપ્ત થશે

## ૫

# શ્રેષ્ઠ જીવનની કેળવણી

બધા પ્રાણીઓમા મનુષ્યપ્રાણી શ્રેષ્ઠ છે એમ માણસ ગર્વથી કહે છે પણ ખરેખર તે શ્રેષ્ઠ છે શુ ? એનો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ તો કેટલીક બાબતોમા તે છે તો કેટલીક બાબતોમા શ્રેષ્ઠ કહેવડાવવાને તે લાયક નથી એમ જણાઈ આવે છે માણસ જ્યારે વિવેકથી સયમપૂર્વક સર્વહિતબુદ્ધિથી વર્તે છે અર્થાત્ ધર્મબુદ્ધિથી વર્તે છે ત્યારે તે શ્રેષ્ઠ કહેવડાવવાને લાયક છે એમ લાગે છે પણ પોતાને બુદ્ધિમાન સમજનારો માણસ જ્યારે અવિવેકથી સ્વચ્છદપણે, કેવળ પોતાની વૃત્તિઓ પ્રમાણે વર્તીને પોતાના અને બીજાઓના દુ ખનુ કારણ બને છે, ત્યારે તે શ્રેષ્ઠ ગણાવાને લાયક નથી એમ કહેવુ પડે છે કેવળ સ્વાર્થ માટે ખટપટ, દુષ્ટતા, અન્યાય અને અત્યાચાર કરનારુ બુદ્ધિમાન પ્રાણી માણસ સિવાય બીજુ કોઈ નથી એમ દેખાય છે ત્યારે તે સર્વ પ્રાણીઓમા શ્રેષ્ઠ છે એમ કહેવુ એટલે એણે કરેલા દોષોમા ઉમેરો કરવો એટલો જ અર્થ થાય છે માણસ સિવાયના બીજા પ્રાણીઓ કેવળ કુદરતી ધર્મ પ્રમાણે વર્તે છે તેમની ઇચ્છાઓ, વાસનાઓ, વિકારો અને ભાવનાઓ બધી મર્યાદિત છે એ કુદરતને અનુસરીને છે કુદરતે તેમને જેમ પેદા કર્યા છે અને જે વિકાર અને ભાવનાઓ તેમનામા મૂક્યા છે, તે પ્રમાણે તેઓ વર્તે છે તેમનુ જીવન અને જીવનવ્યવહાર કેવળ કુદરતી ધર્મ પ્રમાણે હોય છે તેમનામા વિકાર છે પણ તે કેવળ પ્રકૃતિધર્મ પ્રમાણે છે તેમનામા સયમ છે, પરતુ તે તેમણે પ્રયત્નપૂર્વક સિદ્ધ કરેલો ન હોઈ પ્રકૃતિધર્મ પ્રમાણે છે એટલે વિકાર માટે તેમને દોષ તેમ સયમ માટે તેમને શ્રેષ્ઠતા અપાય નહીં વિકાર અને સયમના ખોટાસાચાનુ જ્ઞાન થઈ તેમા ઓછુવત્તુ કરવાની શક્તિ અને બુદ્ધિ પણ તેમનામા નથી માણસમા આ જાતની સર્વ બુદ્ધિ અને શક્તિ છતા તેનો ઉપયોગ ન કરતા તેણે વિકારની પાછળ લાગી સયમને છોડી દઈ વિકૃતિ નિર્માણ કરેલી છે અને તે વધારેલી છે એ વાત તેના

શ્રેષ્ઠપણાને શોભતી નથી. અવિવેક, અસયમ, વિકૃતિની બુદ્ધિ અને સયમનો અભાવ માનવી જીવનમાં પૂર્ણપણે દેખાઈ આવે તો તેને શ્રેષ્ઠ કેવી રીતે કહેવાય ? એક વાત નિ શકપણે કબૂલ કરવી પડે છે કે વિવેક અને સયમથી પોતાના વિકારોને તાબે રાખીને, ઇચ્છાઓ અને વાસનાઓને આવરીને પ્રકૃતિ પર વિજય મેળવનાર માનવજાતિમા જન્મ્યા છે પોતાનુ જીવન હમેશ બીજાઓને માટે ખર્ચનારા, સદ્ધર્મ પ્રમાણે વર્તીને શાતિ મેળવી જીવન સાર્થક કરનારા માનવકુળમા પેદા થયા છે સત્યને ખાતર પોતાના પ્રાણની પરવા નહીં કરનારા, પોતાના વ્યક્તિગત સુખ-દુ ખનો વિચાર ન કરતા માનવજાતના સુખાર્થ અને દુ ખનિવારણાર્થ જીવનસર્વસ્વ અર્પણ કરનારા માનવવશમા નિર્માણ થયા છે એમા શકા નથી તેમણે જ માનવજાતિમા વધી પડેલી વિકૃતિનો નાશ કરી કેવળ પ્રાકૃતિક ધર્મોને પણ તાબામા લાવી ઉચ્ચ સસ્કૃતિ નિર્માણ કરી છે અને માનવજાતિને શ્રેષ્ઠતા તરફ લઈ જવાનો પ્રયત્ન કર્યો છે આવી કેટલીક વિભૂતિઓ, આવી કેટલીક ધર્મનિષ્ઠ વ્યક્તિઓ માનવસમાજમા પેદા થયેલી હોવાથી બધી માનવજાતિને પોતાને શ્રેષ્ઠ કહેવડાવવાનો આધાર મળ્યો છે એટલુ જ, પણ એ પરથી મનુષ્યમાત્ર શ્રેષ્ઠ છે એમ કહી ન શકાય. જેમણે માનવજાતિ માટે ઉચ્ચ પ્રકારની સસ્કૃતિ નિર્માણ કરી, વિવેકનો આશ્રય લઈ સયમની મદદથી ક્ષુદ્ર વૃત્તિઓને આવરીને જેમણે પોતાની ઉન્નતિ સાધી લીધી તે જ શ્રેષ્ઠ કહેવડાવવાને લાયક છે એમ લાગે છે. તેમના નામે આપણે બધા પોતાને શ્રેષ્ઠ માનીએ એમા ખરેખર ન્યાય નથી. સતસજ્જનોએ માનવી સસ્કૃતિ નિર્માણ કરી અને તેઓ તે પ્રમાણે વર્ત્યા. તેમણે આપણને ઉચ્ચ સસ્કૃતિના પાઠ આપ્યા. તેમણે આપેલા આદેશ અને ઉપદેશ પ્રમાણે આપણે વર્તીએ તો આપણે પણ તેમની જેમ ઉન્નત થઈએ અને બધા પ્રાણીઓમા માનવ શ્રેષ્ઠ છે એવી સમજણ, એવી માન્યતા આપણે પોતાના આચરણથી સાચી કરી બતાવીએ.

જગતના બધા સતમહાત્માઓ કહેતા આવ્યા છે કે જીવન નકામુ જવા ન દેશો સદૈવ જાગ્રત રહો જાગ્રત નહીં રહો તો અનેક ક્ષુદ્ર બાબતોમાં તમારું જીવન વ્યર્થ જતુ રહેશે તમારા સબધીઓ, તમારા

આસપાસના માણસો નકામી વાતોમા પોતાનુ જીવન ખર્ચી નાખશે તમારી નિકટના માણસો તમારા મિત્ર કહેવડાવનારા પણ જો પોતે વિવેકી સયમી અને જીવન વિષે ઉચ્ચ વિચાર કરનારા નહીં હોય તો પોતપોતાના ક્ષુદ્ર હેતુની સિદ્ધિમા પોતાનુ જીવન ફોકટ ગાળશે પોતાના ક્ષુદ્ર હેતુમા તમારી મદદ લઈ તમારુ જીવન પણ વાપરશે આ જાતનુ સૂચન સતમહાત્માઓ કરતા આવ્યા છે પરતુ આપણે તેમના લાગણી પૂર્વક કરેલા ઉપદેશ તરફ લક્ષ આપતા નથી વહેવારમા આપણે જોઈએ છીએ કે એક કામ વગરનો માણસ નવરાશનો પોતાનો વખત ગાળવા માટે બીજા કામ વગરના માણસ પાસે જાય છે અથવા કામમા પડેલા માણસ પાસે જઈને ગપ્પા મારે છે કયારેક પત્તા રમવામા પોતાનો અને બીજાઓનો વખત ફોકટ ગાળે છે એક વ્યસની માણસ બીજા ઘણાને વ્યસની કરીને પોતાનુ અને બીજાઓનુ જીવન ખરાબ કરે છે માણસ પોતાની જેમ બીજાઓને મનાવીને પોતાની વૃત્તિઓનુ શમન કરે છે આ રીતે આપણે બધા એકમેકની ખોટી વૃત્તિઓમા એકમેકને મદદ કરીને જીવન વ્યર્થ ગાળીએ છીએ જીવન સાર્થક કરવા માટે એકબીજાને મદદરૂપ ન થતા જીવન વ્યર્થ ગાળવામા આપણે એકબીજાને સહાય કરીએ છીએ પરમાત્માએ આપણને આપેલી વિશેષ બુદ્ધિ યોગ્ય રીતે વાપરીને આપણે પોતાનુ જીવન સાર્થક કરી લેતા નથી એનુ કારણ એ કે આપણે માણસ છીએ એમ આપણે માત્ર કહીએ છીએ પણ આપણે સાચેસાચ માનવતાના ઉપાસક નથી જીવનનો ઉચ્ચ ઉદ્દેશ આપણે ધારણ કર્યો નથી આપણા ચિત્તમા ઊઠનારી વૃત્તિઓના શમનથી તાત્કાલિક જે કાઈ સુખ કે સ્વાસ્થ્ય મળે તેની પાછળ લાગેલા છીએ આપણી વૃત્તિઓ યોગ્ય છે કે અયોગ્ય? તે ધર્મ્ય છે કે અધર્મ્ય? તેમનુ શમન કરવામા માનવતાનો વિકાસ છે કે હ્રાસ? એનો વિચાર ન કરતા કેવળ આપણી વૃત્તિઓના પ્રવાહ પ્રમાણે આપણે વર્તીએ છીએ તે પ્રયત્નમા આ પ્રવાહને વધારે વેગ મળે છે અને તે વેગમા આપણુ જીવન ચાલેલુ હોય છે પણ આ રીતે ચાલેલા જીવનમા આપણને સુખ પ્રાપ્ત થાય છે જ એવુ નથી ઊલટા દુ ખના જ અનુભવો આપણને વધારે થાય છે તોપણ એ પ્રવાહ

આપણે ટાળી શકતા નથી, તોડી શકતા નથી અથવા તેમાથી આપણે નીકળી શકતા નથી એવી આપણી સ્થિતિ છે, અને એ સ્થિતિમા જ દિવસ પછી દિવસ, મહિના પછી મહિના અને વર્ષ પછી વર્ષ જતા હોઈ આપણુ જીવન પૂરુ થાય છે

આપણે દરેક જણ સુખ ઇચ્છીએ છીએ પણ એકદરે જોઈએ તો દુખની જ અનુભૂતિ આપણને વધારે થાય છે આનુ કારણ આપણી આજની સદોષ જીવનપદ્ધતિ છે ઉપરાત માણસને સુખના કરતા દુખની તીવ્રતા હમેશ વધારે લાગે છે, આવો આપણો મનોધર્મ થઈ ગયો છે માણસને પોતાની સુખરૂપતાનુ તે સમયે ભાન પણ હોતુ નથી દુખકાળીન અવસ્થાનુ તેને સ્મરણ થાય છે ત્યારે તેને આનુ સુખરૂપ સ્થિતિનુ ભાન થાય છે અથવા બીજાઓનુ દુખ જોઈને પોતાની સુખરૂપ સ્થિતિ તેના લક્ષમા આવે છે નહીં તો સુખને વખતે પણ તેને તેનુ સતત ભાન હોતુ નથી તેની અનુભૂતિ તેને તીવ્ર લાગતી નથી સુખ એ તેને પોતાના હકનુ લાગે છે આપણે દરેક સુખ ભોગવવાને લાયક છીએ એવુ તેને હમેશ લાગતુ હોય છે પોતાની સુખરૂપ અવસ્થા માટે બીજાની ભલાઈ અથવા કોઈની ઉદારતા અને શ્રદ્ધા કારણ છે એવુ પ્રત્યક્ષ દેખાતુ હોય તોયે તેનુ ખરુ કારણ સુખ ભોગવવાની પોતાની લાયકી જ છે એમ તે સમજે છે તેથી સુખની બાબતમા તે કોઈની કૃપા કે કોઈનો ઉપકાર માનવાને તૈયાર હોતો નથી પણ દુખને પ્રસગે કેવળ પોતાના જ દોષને લીધે, મૂર્ખાઈને લીધે આપણે તે ભોગવવુ પડે છે એમ તેને લાગતુ ન હોવાથી બીજા કોઈનાયે દોષને લીધે પોતાના પર તે આપત્તિ આવેલી છે એમ તે સમજે છે આપણે પોતાને નિર્દોષ સમજીને આપણા દુખને માટે બીજા જ કારણ છે એવી સમજણ આપણે કરી લઈએ છીએ અને દુખ એ આપણા દોષોનુ ફળ છે એમ ન સમજતા હોવાથી તેની તીવ્રતા પણ માણસને વધારે લાગે છે સ્વાભાવિક રીતે માણસને સુખના કરતા દુખની અનુભૂતિ વધારે તીવ્રતાથી થાય છે તેમા પણ બીજાઓના દોષોનુ તે પરિણામ છે એમ તે સમજતો હોવાને લીધે તેમા તેને અન્યાય લાગવાથી દુખની તીવ્રતા

વધી જાય છે એવી સ્થિતિમા માણસને ચિત્તસ્વાસ્થ્ય — શાતિ કેવી રીતે મળવાની ?

આ ગેરસમજ અને ભ્રાતિમાથી નીકળીને પોતાના જીવનનુ સાર્થક કરવા માટે પોતાના સુખદુખના કારણો આપણે સૂક્ષ્મપણે શોધી કાઢવા જોઈએ અતર્મુખ થઈ આત્મપરીક્ષણની ટેવ આપણે પાડવી જોઈએ આપણા સુખદુખ માટે આપણા પોતાના કે બીજાના ગુણદોષ કેટલે અશે કારણભૂત છે તે આપણે શોધવુ જોઈએ આવી રીતે અતર્મુખતા અને આત્મપરીક્ષણ સાધ્યા વગર આપણે ભળતે જ માર્ગે જઈએ તો જીવનમા જે સત્ય અને કીમતી વસ્તુ પ્રાપ્ત કરવી જોઈએ તે આપણને કદી મળશે નહીં તે માટે જીવનવિષય- ઉચ્ચ આકાક્ષા ધારણ કરીને આપણે પ્રયત્નશીલ રહેવુ જોઈએ અતર્મુખતા અને આત્મપરીક્ષણના અભાવે આપણે સત્ય સ્થિતિ જાણી શકીશુ નહીં આપણા સુખદુખના કારણો આપણે જાણી શકીશુ નહીં તે જાણ્યા વગર આપણે પોતાના દુખોનો નાશ કરીને સુખ પ્રાપ્ત કરી શકીશુ નહીં પોતાના અહકાર અને પોતા વિષેના મમત્વને લીધે આપણે પોતાને હમેશ નિર્દોષ અને બીજાઓના કરતા સારા સમજીએ છીએ આવી અતર્મુખતા અને આત્મપરીક્ષણની પોતાને ટેવ પાડ્યા વગર આ દોષમાથી આપણે છૂટી શકીશુ નહીં આપણને પ્રાપ્ત થયેલા સુખ માટે કેટલાયને કષ્ટ સહન કરવુ પડેલુ હોય છે અને પડે છે એનો વિચાર મનમા ન લાવતા આપણુ સુખ એ આપણા પુરુષાર્થનુ ફળ છે એટલુ જ નહીં પણ બીજાઓના સુખ માટે પણ આપણે કારણભૂત છીએ એવુ આપણે સમજીએ છીએ પરતુ આપણા પોતાના અને બીજાઓના કેટલાયે દુખોનુ આપણે કારણ છીએ એવુ આપણને કદી લાગતુ નથી એનુ કારણ અતર્મુખતા અને આત્મપરીક્ષણનો અભાવ જ છે આ આપણા દોષને લીધે આપણામા છુપાઈ રહેલા બીજા કેટલાયે દોષો આપણા લક્ષમા આવતા નથી અતર્મુખતા અને આત્મપરીક્ષણ એ આયના જેવા છે આપણુ જ મો જેમ આયના વગર આપણે જોઈ શકતા નથી તેમ આપણા જ દોષો અતર્મુખતા

સતમહાત્માઓએ માણસના ૭ રિપુઓના પ્રતાપનુ વર્ણન કરેલુ છે તે આપણા પોતાના જ રિપુઓનુ વર્ણન છે એવુ આપણને ન લાગે તો તે વર્ણન વાચવાનો આત્મોન્નતિની દૃષ્ટિથી આપણને કશો ઉપયોગ નથી ૭ રિપુઓ દરેકના શરીરમા હોઈ દરેકને છળે છે, એવુ સર્વ સાધારણ વર્ણન આપણને ગળે ઊતરે છે, પરતુ તે જ રિપુઓ આપણામા પણ છે, એ આપણને ગળે ઊતરતુ નથી ગળે ઊતરે તોયે રુચતુ નથી જગતમા મનુષ્યમાત્રમા દોષો છે એ પણ આપણે કબૂલ કરીએ છીએ, પણ તેનો અર્થ આપણને બાદ કરીને બાકીના મનુષ્યમાત્રમા છે એવો આપણે કરીએ છીએ આપણે આવો ભૂલભરેલો અર્થ સમજ્યા વગર કરીએ અથવા સમજીબૂજીને કરીએ તોયે તેનાથી સૃષ્ટિના કાયદાઓ, મનના ધર્મો બદલાતા નથી ઊલટુ જે બાબતમા સાવધ રહીને પ્રયત્ન શીલ રહેવુ જોઈએ તે બાબતમા આપણે દુર્લક્ષ કર્યાથી આપણામા રહેલા રિપુઓ પ્રબળ થાય છે અને દોષો વધે છે સાચુ પૂછતા સત મહાત્માઓએ આપણને સાવધ થવા માટે આપણા રિપુઓનુ વર્ણન કર્યું છે આપણા કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોને લીધે આપણુ જેટલુ નુકસાન થાય છે, તેને લીધે આપણા પર જેટલા દુ ખના પ્રસગો આવે છે, તેટલુ નુકસાન બીજા કોઈનાયે તરફથી થઈ શકતુ નથી અથવા તેટલા દુ ખના પ્રસગો કોઈને લીધે પણ આપણા પર આવતા નથી આ ખરી સ્થિતિ છે આ સ્થિતિ લક્ષમા લઈને તે વિકારોને તાબામા લેવાનો પ્રયત્ન આપણે કરીએ તો ચાલુ દુ ખોમાથી કેટલાયનો સહેજે નાશ થશે આપણા જીવનનુ, તેના નાનામોટા કૃત્યોનું અને બનાવોનુ તેમ જ આપણે બોલીએ છીએ તે શબ્દોનું આપણે અવલોકન કરીએ, તેનુ પૃથક્કરણ અને સશોધન કરીએ તો આપણા દુ ખના કારણો આપણા લક્ષમા આવશે તે લક્ષમા આવ્યા પછી દૃઢ નિશ્ચયથી આપણે તેનો નાશ કરીએ તો આપણા દુ ખો નાશ પામે અને આપણે સુખના માર્ગે લાગીએ આપણે સારા સારા ગ્રથો વાચીએ છીએ, મોટા મોટા પુરુષોના ચરિત્રગ્રથો પણ વાચીએ છીએ, પણ તે બધાનો ઉપયોગ આપણા જીવનમા કરી લેવા માટે આપણે સૂક્ષ્મદર્શી અને વિવેકી ન થઈએ, તેમ જ તે બાજુથી પ્રયત્નશીલ ન રહીએ તો તે વાચનથી શો

લાભ થશે? વૈદ્યકીય ગ્રંથો વાંચીને પોતાના રોગનું નિદાન ન થાય, તે પર ઉપાય આપણને ન મળે અથવા મળે તોપણ તેનો ઉપયોગ આપણે ન કરીએ તો તે વાચનનો શો ઉપયોગ? કેવળ મનોરંજન માટે આવા ગ્રંથો વાંચ્યાથી તેનો આપણી ઉન્નતિની દૃષ્ટિથી કશો ઉપયોગ થતો નથી તે પ્રમાણે ગીતા, ઉપનિષદો રામાયણ મહાભારત, સતચરિત્રો અને મહાન પુરુષોના ચરિત્રોને પણ કેવળ મનોરંજન માટે વાંચતા રહેવાથી જીવન સુધરતુ નથી તત્ત્વજ્ઞાનના વાચનથી આપણે પોતાના જીવનને ઉન્નત કરી શકીએ એવી તાત્ત્વિક દૃષ્ટિ આપણને પ્રાપ્ત ન થાય તો તેનો શો ઉપયોગ? રામાયણ વાંચતા છતા માતૃ પિતૃભક્તિ, બંધુપ્રેમ, ધર્મનિષ્ઠ, શરણાગતવત્સલતા, દીનદુખિયા માટે સમભાવ એ ગુણો આપણામા ન આવે, સાવકી માના મત્સરથી કુટુંબનાશ કેવી રીતે થાય છે એ આપણા ધ્યાનમા આવવા છતાયે આપણે તેમાથી બોધ ન લઈએ અને પોતાને બીજા લગ્નનો પ્રસગ આવે ત્યારે ઘરમા રામાયણ થવાનો સભવ છે એ ભૂલી જઈને બીજુ લગ્ન કરીએ, તેમ જ આપણાથી માતૃપિતૃદ્રોહ અને બંધુદ્રોહ થાય તો તે રામાયણ વાચનનો શો ઉપયોગ? સદ્ગ્રથોમાથી બોધ લઈ તેનો ઉપયોગ આપણા જીવનમા આપણે કરવાનો છે એ હેતુ સદ્ગ્રથ વાંચવાની કે સાભળવાની પાછળ ન હોય તો તેથી જીવન પર કોઈ ઉદાત્ત પરિણામ થઈ શકતુ નથી માટે વાચન કે શ્રવણ જીવન ઘડવા માટે કરવાનુ છે એવી તેની પાછળ આપણી દૃઢ શ્રદ્ધા અને તેવો હેતુ હોવો જોઈએ

વાચન કે શ્રવણ મનન માટે કરવાનુ છે મનનમાથી અર્થબોધ તેનો સાર કાઢીને તેને આચરણમા લાવવાનો આપણો હેતુ હોવો જોઈએ મનનમાથી તારવેલો બોધ આપણા જીવનમા કયા અને કેવો ઉપયોગી થઈ શકશે એ જોવા માટે આપણને આપણા દોષો—આપણી ઊણપો ધ્યાનમા આવવી જોઈએ અને તે માટે જ અતર્મુખતા અને આત્મ શોધનની જરૂર છે તે માટે સતમહાત્માઓ આપણને જાગ્રત રહેવા માટે, સાવધ રહેવા માટે ઇશારો કરતા આવ્યા છે આપણા કામ, ક્રોધ, લોભ વગેરે વિકારોને લીધે, તેમ જ મમત્વ અને અહકારને લીધે આપણામાં ઊઠતી વૃત્તિઓના શમન પાછળ, તે પૂરી કરવા પાછળ

તમે ન લાગશો એવું તેઓ આપણને કળકળથી કહેતા આવ્યા છે. આ તેમના સૂચવવાનું કે કહેવાનું રહસ્ય – તેનો હેતુ ઓળખીને આપણે પોતાના જીવનમાં તેનો ઉપયોગ કરવો જોઈએ. તેમ આપણે કરીએ તો આપણાં દુઃખો ઓછાં થશે અને આપણાં સુખ વધશે. આપણુ જીવન સાર્થક થશે અને આપણા જીવન પરથી મનુષ્યપ્રાણી બીજાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે એવી ખાતરી થશે. સ્વચ્છંદ, સ્વૈરાચાર અને અસંયમથી માણસ સુખી થતો નથી પણ સંયમ, દૃઢતા અને નિયમબદ્ધતાથી તે સુખી થાય છે; ધન, બળ અને વિદ્યાથી માણસ સુખી થતો નથી પણ તેમનો બીજાના કલ્યાણાર્થે ઉપયોગ કરવાથી તે સુખી થઈ શકે છે. એ સિદ્ધાંત આપણા પોતાના ધર્મરૂપ જીવનવ્યવહારથી આપણે સિદ્ધ કરવો જોઈએ એટલી મોટી જવાબદારી મનુષ્યરૂપે આપણા પર આવેલી છે, એ ઓળખીને આપણે વર્તવું જોઈએ. એમ સમજીને આપણે વર્તીએ તો જ માનવીજીવન શ્રેષ્ઠ છે એમ કહેવામાં કંઈ અર્થ છે એમ સિદ્ધ થશે. વિકૃતિનો નાશ કરીને, પ્રકૃતિને તાબામાં લાવીને માનવસંસ્કૃતિનો વિકાસ કરી તેને ઉત્તરોત્તર આપણે શુદ્ધ કરવાની છે એ વાત – એ જવાબદારી આપણે ક્યારે પણ ભૂલવી ન જોઈએ એ જ આ બધા લખાણનું રહસ્ય છે.

## ૬

## શુદ્ધ સંકલ્પનો વિકાસ

સારા ફળ માટે તેના બીજથી માંડીને જમીન, ખાતર, પાણી, સંભાળ, રક્ષણ વગેરે બધી બાબતોમાં આપણે દક્ષ અને તત્પર રહેવું પડે છે. અનાજ ભરપૂર અને કસવાળું પાકે એ માટે આપણે બધી જાતનો શ્રમ લેવો પડે છે. વહેવારુ કોઈ પણ બાબતની કાર્યસિદ્ધિ માટે આપણે આ પ્રમાણે દક્ષ અને તત્પર રહીએ છીએ. એમાં ભૂલ થાય તો કાર્યસિદ્ધિ થતી નથી. માનવીજીવનને પણ આ જ ન્યાય લાગુ પડે છે. માનવજાતિમાં ઉત્તરોત્તર માનવતા વધતી રહી માનવજાત સુખી થાય એવી આપણા બધાની ઇચ્છા હોય, તો આપણે બધાએ એ

બાજુથી પ્રયત્નશીલ રહેવું જોઈએ. ફળ, ફૂલ, અનાજ, વસ્ત્ર, માણસને ઉપયોગી થનારાં પશુપક્ષી–બધાં વિષે માણસ તેમના ગુણધર્મ, તેમની જાતિ અને તેમની ઉપયોગિતામાં સુધારણા અને વૃદ્ધિ કરવાના પ્રયત્નમાં છે. તે પ્રમાણે મનુષ્યમાં રહેલી માનવતા વધારવા માટે, તેના ગુણોની વૃદ્ધિ અને શુદ્ધિ કરી તેની ઉપયોગિતા વધારવાના ઉદ્દેશથી આપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ. સંપૂર્ણ માનવજાતિની આ પ્રકારની જવાબદારી લેવા જેટલી પાત્રતા અને શક્તિ કોઈ એકમાંયે નથી એ સાચું છે, તોપણ આપણે દરેક જણ પોતે સારા થવાનો પ્રયત્ન કરતા રહીએ અને બીજાઓને પણ આવા પ્રયત્નમાં મદદ કરીએ તો તેટલાથીયે આપણા બધાની માનવતા વધતી રહેશે અને આપણે બધા સુખી થઈશું એમાં શંકા નથી. આપણા કેવળ એકલાના અથવા તદ્દન નજીકના કુટુંબપરિવારના સુખથી આપણે સુખી રહી શકીશું નહીં એ વાત આપણે બધાએ પૂર્ણપણે સમજી રાખવી જોઈએ. તે સુખ મનુષ્યને શોભાવનારું નથી. તેથી આપણે સુખી થઈએ એવી ઇચ્છા હોય તો આપણે બધાના સુખનો વિચાર અને પ્રયત્ન કરવો જોઈએ. એવી રીતના પ્રયત્નમાં જ માનવતા છે અને આ માર્ગે જ આપણી માનવતા વધશે. જે પ્રમાણમાં આપણા દુનિયા સાથેના સંબંધો વધતા જાય છે, તે પ્રમાણમાં આપણું મન વિશાળ થતું રહેવું જોઈએ. કુટુંબના બધા માણસોની ચિંતા રાખીને બધાના સુખ માટે જે પ્રયત્ન કરે છે તેને આપણે કુટુંબમાં શ્રેષ્ઠ સમજીએ છીએ, તે પ્રમાણે જે પોતાના દેશ, સમાજ, રાષ્ટ્ર અને માનવજાતના સુખ અને કલ્યાણની ચિંતા રાખે છે તેને જ આપણે શ્રેષ્ઠ સમજવો જોઈએ; કારણ કે તે વ્યક્તિગત સુખનો લોભી ન હોઈ બધાના સુખ માટે પ્રયત્ન કરનારો અર્થાત્ માનવતાનો ઉપાસક હોય છે. માનવધર્મથી વર્તતા રહેવાથી આ ઉપાસના થઈ શકે છે.

આપણે આ ઉપાસનાનો સ્વીકાર કરીએ, અને તે બાજુથી પ્રયત્નશીલ રહીએ તો આપણે આ માર્ગમાં યશસ્વી થઈ શકીએ. પ્રયત્નથી જક્ષ પર સારાં ફળો લાવી શકાય છે, જોઈએ તેવો ભરપૂર પાક પ્રયત્નથી ખેતરમાં ઉગાડી શકાય છે. સુંદર ઇમારતો, શોભીતાં

અને આનંદ આપનારાં ઉપવનો, આપણને ઉપયોગી થનારી જાતિઓની સુધારણા, વગેરે આપણે કરી શકીએ છીએ. બુદ્ધિના અફાટ સામર્થ્ય અને વિલક્ષણ પ્રયત્નથી માણસ આકાશ, પાતાળ બધે ગમન કરવા જેટલો તેમ જ થોડા સમયમાં લાખો મનુષ્યોનો નાશ કરવા જેટલો સમર્થ થઈ શકે છે તો તે, સદ્હેતુ ધારણ કરીને માનવતાના માર્ગે સુખી થવાનો પ્રયત્ન કરે અને દુનિયામાં માનવતા વધારવા તરફ પોતાની બધી શક્તિબુદ્ધિને લગાડે તો તેમાં પણ તે જરૂર યશસ્વી થશે જ. માનવજાતિ અસ્તિત્વમાં આવ્યે હજારો વર્ષ થઈ ગયાં છે તોયે આપણામાં પૂરતી માનવતા આવેલી દેખાતી ન હોય, તોયે આપણે નિરાશ ન થવું જોઈએ. આપણા બધામાં હજુ ઘણી સ્વાર્થબુદ્ધિ અને સંકુચિતતા છે એ સાચું છે, આપણા આદર્શથી આપણે ઘણે દૂર છીએ એ પણ ખરું છે, તોપણ એક સમયે માણસને જ ખાઈ જીવનાર આ માનવ, યજ્ઞમાં માણસો અને પશુઓનું બલિદાન આપવામાં પુણ્ય માનનાર માનવ આજે માણસને ઉપયોગી થવામાં, તેનું દુઃખ નિવારણ કરવામાં અને પરોપકાર કરવામાં ધન્યતા માનવા જેટલો બદલાયેલો છે. માણસ અને બીજાં પ્રાણીઓ વિષે સહાનુભૂતિ, દયા અને અનુકંપા રાખવા જેટલો કરુણાશીલ તે બનેલો છે. વાત્સલ્ય, પ્રેમ અને ઉદારતાના ભાવો વંશપરંપરાગત તેના લોહીમાં ઊતરેલા છે. આ હકીકત, આ ફરક ભૂલી ગયે ચાલશે નહીં. પોતાનું બલિદાન આપી બીજાનું રક્ષણ કરનારી વિભૂતિઓ આ જ માનવજાતિમાં પેદા થયેલી છે. એક જ ઈશ્વરે આપણને બધાને નિર્માણ કર્યા છે માટે આપણે બધા સાથે સમભાવથી, આત્મભાવથી વર્તવું જોઈએ એવાં ઉદાત્ત અને સર્વવ્યાપી પ્રેમ પ્રગટ કરનારાં 'મહાન' વાક્યો જેમનાં મોંમાંથી નીકળ્યાં અને જેમણે પોતાનું જીવન તદનુરૂપ ચલાવ્યું એવા શ્રેષ્ઠ માણસો પણ આ જ જાતિમાં જુદા જુદા દેશોમાં નિર્માણ થયેલા છે. તેમના ઉપદેશનુ પરિણામ સર્વ માનવજાતિ પર થઈ આપણા બધામાં થોડીઘણી માનવતા પ્રગટ થયેલી છે. તે જ માનવતા વધારવાનો આપણે દરેક જણ સકલ્પ કરીએ અને તે પ્રમાણે પ્રયત્નશીલ રહીએ, તો આપણને નિરાશ થવાનું કશું કારણ નથી. માનવીજીવન એ પરમાત્મા તરફથી આપણને મળેલી

મહાન ભેટ છે. તેનું મહત્ત્વ ઓળખીને, તેનો યોગ્ય ઉપયોગ કરીને જીવન સાર્થક કરવાની ઉચ્ચ મહત્ત્વાકાંક્ષા આપણે રાખીએ તો આપણામાં અને જગતમાં ઇષ્ટ ફેરફાર થયા વગર રહેશે નહીં. આપણે જીવનશુદ્ધિનો નિશ્ચય કરીએ, સદ્‌ગુણો માટે ધારણાશક્તિની આરાધના કરીએ, તો આ વાત આપણને કઠણ નહીં લાગે. માનવી ધર્મથી આપણે ચાલતા રહીએ તો આપણે માનવતા સાધ્ય કરીશું.

ઉત્તમ બીજ, ઝાડની યોગ્ય માવજત, ઋતુ પરત્વે તેની સંભાળ વગેરે રાખવાથી તેને સારાં ફળો આવે છે એ વાત આખી જિંદગી જોતા રહેતા છતાંયે તેમાંથી આપણે યોગ્ય બોધ ન લઈએ તો તે બોધ વૃથા છે. આપણે બજારમાં જઈએ અને ફળો તરફ ધ્યાન જાય અને તે વેચાતાં લેવાનું મન થાય તો આપણે સુંદર દેખાતાં ફળોને પ્રથમ પસંદ કરીએ છીએ. પછી તેની જાત કેવી છે તેની પૂછપરછ કરીએ છીએ. કેરી હોય તો તે આફૂસ કે પાયરી કે કોઈ બીજી જાત છે તેની માહિતી મેળવીએ છીએ તે પરથી તેમના ગુણધર્મની આપણને ખાતરી થાય છે. આ રીતે કોઈ પણ ફળ વિષે તપાસ કરવામાં આપણે એટલી દક્ષતા રાખીએ છીએ તો અત્યંત મહત્ત્વના માનવીજીવન વિષે આપણે કેટલીયે દીર્ઘ, વ્યાપક અને ઉદાત્ત દૃષ્ટિથી વિચાર કરવો જોઈએ. ફળની જાત સારી હોવી જોઈએ, તે દેખાવમાં સુંદર, સ્વાદિષ્ટ અને મધુર, લાંબો વખત ટકે એવાં આરોગ્યદાયી, એટલું જ નહીં પણ શક્ય તેટલા સારા ગુણો તેમાં હોવા જોઈએ એવું આપણે ઇચ્છીએ છીએ. ફળની જ બાબતમાં શું પણ ફૂલો હોય તો તે પણ સુંદર હોવાં જોઈએ. અન્ન, પાણી, હવા, ઘર, ઘરના માણસો, ચાકરનોકર, પડોશી, જાનવર, પશુપક્ષી, એટલુ જ નહીં પણ આપણી સાથે સંબંધમાં આવનારી બધી દુનિયા એ બધાં સારાં હોવાં જોઈએ. કોઈનાથીયે આપણને દુઃખ ન થવું જોઈએ એમ દરેક ઇચ્છે છે. પતિ સારો હોવો જોઈએ એમ સ્ત્રીને લાગે છે. સ્ત્રી સેવાપરાયણ અને સદ્‌ગુણી હોવી જોઈએ એમ પુરુષને લાગે છે. આપણે પોતે માતૃપિતૃભક્ત ન હોઈએ તોપણ આપણાં બાળકો એવાં હોવાં જોઈએ એમ દરેકને લાગે છે. બધાં સારાં હોય એટલે આપણને

કોઈનોયે ભય નહીં રહે અને આપણને નિશ્ચિતતા મળશે એમ આપણે સમજીએ છીએ. પણ આપણે બીજાની બાબતમાં ઇચ્છા રાખીએ છીએ, અપેક્ષા રાખીએ છીએ તે પ્રમાણે આપણે પણ વર્તીએ એવું કેટલા માણસોને લાગે છે? દરેક જણ આપણને સુખ આપે, કોઈ આપણને ફસાવે નહીં, આપણી સાથે અપ્રામાણિકતા, અસત્ય, કપટ, દુષ્ટતા કરે નહી, અને આપણું અપમાન ન કરતાં આપણને માનપ્રતિષ્ઠા આપે એવું દરેક ઇચ્છે છે. સ્વાર્થી, દુષ્ટ, કપટી અને મૂર્ખને પણ એમ જ લાગે છે પરંતુ આપણે પણ તે જ પ્રમાણે બધા સાથે સજ્જનતાથી વર્તીએ એવો જીવનવિષયક હેતુ આપણે રાખીએ છીએ શું? બીજા પાસેથી સારાની અપેક્ષા રાખવા માટે આપણામાં માનવતાની જરૂર નથી, પણ આપણે બીજા પાસેથી જેવી અપેક્ષા રાખીએ છીએ તે પ્રમાણે પોતે વર્તવા માટે માનવતાની જરૂર છે. તે આપણામાં ન આવે, તેની રુચિ પણ આપણામાં પેદા ન થાય ત્યા સુધી આપણે બીજાઓ પાસેથી એવી જ અપેક્ષા રાખવાના અને પોતાના વર્તન વિષે હમેશ બેદરકાર રહેવાના. દરેક જણ આ જ ભૂમિકા પર છે તેથી આપણે બધા સુખી કેમ થવાના?

જીવન વિષે સામુદાયિક અને ઉદાત્ત દૃષ્ટિથી વિચાર ન કરનારા આપણે બધા, આ જ ભૂમિકા પર છીએ. સારી વાતો પ્રથમ બીજા લોકોએ આચરવી અને આખરે જ્યારે ખરાબ રીતે વર્તવું જ અશક્ય થઈ જાય ત્યારે આપણે પોતે સારી રીતે વર્તવું એવી જ વિચારસરણી આપણા પૈકી ઘણા લોકોની છે આપણને ચારિત્ર્ય, શીલ, શુદ્ધિ, સદ્‌ગુણ અને માનવતા પ્રિય ન હોવાથી સૌથી છેવટે તે આચરવાનો આપણે વિચાર કરીએ છીએ. પરતુ બધી દુનિયા ધનવાન થાય, પછી જરૂર લાગે તો આપણે ધન મેળવવાનો પ્રયત્ન કરીશું; માન-પ્રતિષ્ઠા બીજાઓએ પ્રથમ મેળવવી, પછી આપણે ફુરસદે તે વિષે વિચાર કરીશું; બધાનાં લગ્ન થઈ તેમનો સસાર સારો થયા પછી આપણે લગ્નનો વિચાર મનમાં લાવીશું; અને બધાની સુખસગવડ પૂરી થયા પછી આપણે પોતાની સગવડ જોઈશું એવું કોઈ પણ સ્વાર્થી માણસ ઇચ્છતો નથી. જે વાત આપણને પ્રિય હોય છે તે મેળવવા

પાછળ આપણે પ્રથમ લાગીએ છીએ અને અપ્રિયની અપેક્ષા કરતા જ નથી માનવતા સાધ્ય કરવા માટે, ચારિત્ર્ય અને સદ્‌ગુણસપન્ન થવા માટે આપણો જન્મ હોવા છતા તે જ વાત આપણે ભૂલી જઈએ છીએ સત કબીરે કહ્યુ છે 'अब तुम कब सुमरोगे राम ?' ગર્ભાવસ્થા, બાળપણુ અને જુવાની કઈક જડતા અને કઈક સ્વચ્છદમા ગઈ, ઘડપણમા હાથપગ કાપવા લાગ્યા, શક્તિ રહી નહીં બધી અવસ્થાઓ આ પ્રમાણે વેડફાઈ ગઈ, 'अब तुम कब सुमरोगे राम ?' આપણે આ જીવનમા માનવતા ક્યારે પ્રાપ્ત કરીશુ તેનો આપણે વિચાર કરવો જોઈએ મનની શ્રેષ્ઠતા આપણને હજુ પ્રાપ્ત ન થવાને લીધે, જીવન વિષેની વિવેકદૃષ્ટિ હજુ આપણામા ન આવવાને લીધે, માનવતાની કિંમત આપણને સમજાઈ નથી અને તેથી જ માનવતા વિષે ઉત્કટતા પણ આપણને લાગેલી નથી આપણે સુખની ઇચ્છા કરીએ છીએ પણ માનવતાને શોભે એવુ સુખ પ્રાપ્ત કરવા જેટલો પુરુષાર્થ અને નિર્મળતા આપણામા ન હોવાથી મળે તે સાધનથી પોતાની સુખવિષયક ઇચ્છા આપણે તૃપ્ત કરીએ છીએ એવી સ્થિતિમા ચિત્તની મલિનતામાયે મળે તેવો આનદ આપણે લઈએ છીએ ઠડી લાગતી હોય ત્યારે સારા કપડા ન મળે તો મલિન અને ફાટેલા કપડાથી દરિદ્રી માણસ ઠડી દૂર કરવા પ્રયત્ન કરે છે સારો ખોરાક ન મળે તો ગરીબને પોતાની ભૂખ ખરાબ ખોરાકથી શમાવવી પડે છે તેના જેવો જ કઈક આપણી સુખપ્રાપ્તિનો પ્રકાર નથી શુ ? ગમે તે માર્ગે વૃત્તિનુ શમન કરવુ, પોતાની ગરજ પૂરી કરવી એમા જ આપણે પોતાને સુખી સમજતા નથી શુ ? અરીસામાયે મોં દેખાય છે અને ગદા પાણીમાયે દેખાય છે, પણ સારો માણસ ગદા પાણીમા મો જોઈ આનંદ લેવાની ઇચ્છા કરતો નથી સુખ વિષે આપણે ગભીર વિચાર કરતા ન હોવાથી પવિત્રતાથી નહીં તો અપવિત્રતાથી, ઉદારતાથી નહીં તો કજૂસાઈથી, પ્રામાણિકતા અને સત્યથી નહીં તો અપ્રામાણિકતા અને અસત્યથી, સામર્થ્યના અભાવે દુર્બળતાથી અને વીરતાના બદને બીકણપણાથી આપણે પોતાનુ જીવન સુખી અને સુરક્ષિત કરવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ આ માર્ગે આપણે કદી સાચા સુખી થઈ

શકીશુ નહીં દુનિયાના બધા મહાપુરુષોએ એકમતે આ જ ઉપદેશ આપણને આપ્યો છે

આપણને હમેશા સ્ફૂર્તિ, ઉત્સાહ અને ગતિ રહે એ માટે આપણા મા મહાન આકાક્ષા હોવી જોઈએ એવી આકાક્ષા વગર આપણામા પુરુષાર્થ કરવાની પ્રેરણા જ ઊઠશે નહીં તે વગર આપણામા રહેલી બધી શક્તિઓ કદી જાગ્રત થશે નહીં અને આપણે સાચી રીતે કદી પ્રયત્નશીલ રહીશુ નહીં તે આકાક્ષા પવિત્ર, ઉદાત્ત અને માનવજન્મને શોભા આપનારી હોવી જોઈએ ભૂખ શમાવવા માટે અને આરોગ્ય તથા બળ માટે ખાનપાનની જરૂર છે પણ જે પ્રમાણે સારો માણસ ગમે તેટલી ભૂખ લાગી હોય તોયે કોઈ પ્રાણી કે માણસનુ એઠુ ખાતો નથી, તેવુ પાણી પીતો નથી, તે પ્રમાણે માનવતા સાધવાની ઇચ્છા કરનારો કોઈ પણ માણસ માનવતાને શોભા ન આપનારા, ઊલટુ તેને કલક લગાડનારા કોઈ પણ માર્ગે સુખી થવાની ઇચ્છા કરતો નથી, કારણ કે પવિત્રતાથી પ્રાપ્ત થનારા સુખ અને આનદની તેને મહત્ત્વાકાક્ષા હોય છે સદ્ગુણોથી સપન્ન થવાનો તેનો પ્રયત્ન હોય છે પ્રામાણિકતા અને ઉદારતાને જ તે ભૂષણ અને શોભા માને છે પરોપકાર, સેવા અને કર્તવ્યને તે પરમ ધર્મ સમજે છે અને બધામા મુખ્ય વાત એટલે માનવતા, બધી બાજુથી જીવનની શુદ્ધિ એ જ જીવનસિદ્ધિ એવી તેની શ્રદ્ધા હોય છે તેના જીવનનો આ જ સકલ્પ હોય છે

આવા પ્રકારના શુદ્ધ જીવનસકલ્પને જ આપણે પોતાના જીવનનુ શુદ્ધ બીજ સમજવુ જોઈએ આપણી પહેલાની પેઢીઓ આ જ સકલ્પ ધારણ કરતી અને તેની સિદ્ધિ માટે પ્રયત્ન કરતી આવી છે તેથી અજ્ઞાતપણે તે જ સકલ્પનુ બીજ આપણા જન્મ સાથે જ આપણામા ઊતરી આવ્યુ છે તે જ સકલ્પબીજમાથી આપણામા થોડી સમજણ આવ્યા પછી આપણી સદિચ્છાથી અકુર ફૂટતો હોય છે નાનપણથી આપણને મળનારા સસ્કારો, ત્યાર પછી આપણે સમજણપૂર્વક અને પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરેલા સસ્કારો, અનુકૂળ પરિસ્થિતિ વગેરે બધી બાબતો તે અકુરને ખાતર, પાણી, હવા અને સભાળરૂપે થતા રહી તેમાથી જીવનરૂપી મહાન વૃક્ષ બને છે આપણો શુદ્ધ સકલ્પ એ જ

બીજ અને તેમાથી થયેલુ વૃક્ષ એ જ આપણુ સતત વિકાસ પામતુ જીવન સારા બીજવાળા વૃક્ષને જે પ્રમાણે રસાળ અને સુદર ફળો આવે છે તે જ પ્રમાણે શુદ્ધ સકલ્પમાથી અકુરિત થઈ આગળ વધતા જતા પુરુષાર્થી જીવનમા જે સત્કર્મો થાય છે તે જ તેનો વિસ્તાર અને તેના શુભ અને કલ્યાણપ્રદ પરિણામ એ તેના રસાળ અને સુદર ફળો છે સદ્ગુણોરૂપે પોતાનામા અને જનકલ્યાણ ને હિતરૂપે દુનિયામા આ પરિણામો અનુભવાય છે

સકલ્પમા દૃઢતા, મનની નિર્મળતા, કર્મોની નિર્દોષતા, પ્રયત્નશીલ પણ પરિસ્થિતિ અને અનુકૂળ સયોગના પ્રમાણમા તે જીવનવૃક્ષનો વિસ્તાર થાય છે તેના વિસ્તાર અને તેના અતર્બાહ્ય સુપરિણામોમાથી માનવતાનુ પ્રગટીકરણ થાય છે પોતાના શુદ્ધ સકલ્પથી પ્રારભ થયેલા અને પ્રયત્નપૂર્વક બનાવેલા સદ્ગુણસપન્ન જીવનમા આપણે માનવતા પ્રાપ્ત કરવાની છે એનુ આપણે હમેશ સ્મરણ રાખવુ જોઈએ તે સ્મરણ આપણા સકલ્પને સદૈવ પોષક અને સિદ્ધિ તરફ લઈ જવામા પ્રેરક થતુ રહેશે તે માનવતાના માર્ગે જવાનો ઉત્સાહ વધારશે આ રીતે પ્રારભથી માડીને છેવટ સુધી જીવનના ઉદ્દેશ વિષે આપણે દક્ષ રહીએ તો દુનિયામા માનવતા વધશે અને આપણે બધા સુખી થઈશુ

જીવનમા જે પ્રાપ્ત કરવાનુ છે તેની તદ્દન વિરુદ્ધ દિશામા આપણે આજે જતા હોઈએ તોપણ આપણે હજુ સાવધ થઈએ તો વ્યર્થ ગયેલા સમયને આપણા નિશ્ચય અને પ્રયત્નશીલતાથી આપણે ભરી કાઢીએ આજે આપણે સ્વાર્થી હોઈએ, આપણામા તદ્દન થોડી માનવતા હોય તોયે તેનાથી આપણે નિરાશ ન થવુ જોઈએ અથવા સતુષ્ટ પણ ન રહેવુ જોઈએ આદર્શના પ્રમાણમા આપણામા ઘણી ઊણપ છે એમા સશય નથી અને તેને લીધે આપણે બધા દુખી છીએ આપણે એકમીજા વિષે સશયી અને અવિશ્વાસુ છીએ આપણા દુખનુ મૂળ આપણી સ્વાર્થવૃત્તિમા અને દુર્બળતામા છે તેને દૂર કરી માનવતાના માર્ગ આપણે ચાલવુ જોઈએ આપણે બધાએ સુખી થવાનુ છે તો તે આપણા એકલાના પ્રયત્નથી નહીં બને એટલે આ કાર્ય બધાના પ્રયત્નનુ છે એમ આપણે દૃઢપણે સમજવુ જોઈએ પણ બધાની રાહ ન જોતા

આપણે દરેકે પોતે અંતઃકરણપૂર્વક માનવતાના માર્ગે લાગવું જોઈએ આપણે દરેક મળીને બધા છીએ આપણે દરેક જણ પોતાનો ધર્મ સમજીને પ્રયત્નશીલ રહીએ તો બધા વિષે જુદી ચિંતા કરવાની આપણને જરૂર નહીં રહે શુદ્ધ સંકલ્પમાંથી આ માર્ગની શરૂઆત હોઈ, તે માનવજાતિના અંત સુધી ચાલશે એવી આપણી શ્રદ્ધા હોવી જોઈએ વ્યક્તિના અંતથી આનો અંત આવતો નથી માનવજાતિની અનેક પેઢીઓ આ જ માર્ગે ચાલતી આવી છે ચાલુ પેઢીએ આ જ માર્ગે જવાનું છે અને આગળની પેઢી માટે પણ આ જ માર્ગ છે આ માર્ગે ચાલવાનું આપણે હજુ બરાબર સાધી શક્યા નથી, માટે આપણે ખરાબ સ્થિતિ ભોગવીએ છીએ એ દરેકે ઓળખીને અંતઃકરણપૂર્વક અને ઉત્સાહથી આ જ માર્ગે ચાલતા રહેવું જોઈએ માર્ગ ઘણો લાંબો છે માટે નિરુત્સાહ થવાનું કારણ નથી માર્ગ લાંબો છે તો માનવજાતિ પણ એટલી જ ચિરંતન છે આપણું જીવન પૂરું થશે ત્યાંથી આપણું આગળનું સંસ્કરણ આ માર્ગે ચાલવા લાગશે આ રીતે પેઢી દર પેઢી શુદ્ધ સંકલ્પ ધારણ કરીને આ માર્ગે ચાલતી રહેશે તો સંકલ્પોને આવનારા મધુર ફળો ભવિષ્યની દરેક પેઢીને મળતા રહેશે આ જ માર્ગ અને ધર્મથી વર્તતા રહીને આપણે બધા ધન્ય થઈશું આ માર્ગમાં પરમાત્મા પરની નિષ્ઠા આપણને હંમેશ બળ પૂરું પાડશે

शुद्ध बीजा पोटीं । फळें रसाळ गोमटीं ॥ १ ॥
मुखा अमृताची वाणी । देह देवाचे कारणीं ॥ २ ॥
सर्वांग निमळ । चित्त जैसें गंगाजळ ॥ ३ ॥
तुका म्हणे जातीं । ताप दर्शनें विश्रांति ॥ ४ ॥

શુદ્ધ બીજમાંથી રસાળ અને સુંદર ફળો પેદા થાય છે જેના મોંમાં અમૃત જેવી મધુર વાણી છે, જેનું શરીર ઈશ્વર માટે અર્પણ થયેલું છે, જેના બધા અંગો નિર્મળ છે અને ચિત્ત ગંગાજળની જેમ પવિત્ર છે એવા પુરુષના દર્શનથી તાપ નાશ પામે છે અને વિશ્રાંતિ એટલે શાંતિ મળે છે

જીવનશુદ્ધિના, માનવતાના આ સ્પષ્ટ લક્ષણો છે આમાં જ રસાળ અને સુંદર ફળો ભરેલા છે

## ૭

# સદ્ગુણોની પૂર્ણતા એ જ માનવતાની સિદ્ધિ

पशुका होत पन्हैया, नरका कछु न होत ।
नर करनी करे तो नरका नारायण होत ।।

આ વચન કયા સંતનું કે કયા વિચારકનું છે એની નક્કી ખબર નથી, પણ નાનપણથી આ વચન પ્રસંગાનુસાર સાંભળવામાં આવ્યું છે. વિશેષે તો નરદેહની દુર્લભતા અને ભક્તિ, જ્ઞાન, યોગ કે શ્રેષ્ઠ પ્રકારનાં કર્મોથી નરદેહનું સાર્થક થાય છે એવું લોકમાનસમાં ઠસાવવાના પ્રસંગે ઉપરના વચનનો ઉપયોગ કરવામાં આવે છે. ભક્તિ અને ઈશ્વર વિષેના જ્ઞાનથી સંત પુરુષ ઈશ્વરપદે પહોંચે છે એવી આપણી શ્રદ્ધાયુક્ત માન્યતા પરથી તેઓ નરના નારાયણ થાય છે એમ આપણે સમજીએ છીએ. ઉપરના વચનમાંથી આ જ અર્થ અને આપણી આ જ સમજ હોવાનું જણાય છે. આ વચનના મૂળ કર્તાએ કયા અર્થમાં આ વચન કહ્યું હશે, નર અને નારાયણ વિષે તેમની વ્યાખ્યા કઈ હશે એ સમજવાને આપણી પાસે આજે કંઈ સાધન નથી. સંત તુકારામનું લગભગ આ જ આશયનું એક વચન છે.

तरी च जन्मा यावे । दास ईश्वराचे व्हावे ।। १ ।।
नाही तरी काय थोडी । श्वान शूकरें बापुडी ।। २ ।।

એનો અર્થ 'જન્મીને ઈશ્વરના દાસ થવું એટલે ભક્ત થવું. તેમ આપણે ન થઈએ તો જગતમાં કૂતરા અને ડુક્કર ઘણા છે. તેમાં જ આપણી ગણના સમજવી.' એનો મુદ્દો પણ આ જ છે. ઉપરના વચનની 'કરની'નો અર્થ લગભગ આના જેવો જ કંઈ માન્યો હશે. ભક્તને ભગવત્સ્વરૂપ માનવાની શ્રદ્ધા આપણામાં પ્રચલિત છે અને તે પરથી તેને પણ આપણે ઈશ્વરની જેમ વંદ્ય માનીએ છીએ. માણસ કેવળ સંસારની પાછળ, પોતાની ઇચ્છા, વાસના, આશા તૃષ્ણા અને સ્વાર્થ પાછળ હોય છે. ભક્ત ઈશ્વર સિવાય કશાનીયે ઇચ્છા કરતો નથી તે

મનથી પવિત્ર ઉદાર, પરોપકારી, સત્યવચની, પ્રમાણિક, નિઃસ્વાર્થી, બીજાઓ માટે કષ્ટ સહેનારો અને દયાળુ હોય છે. તેથી આપણે સંસારની પાછળ ન પડતાં કે રહેતાં ઈશ્વરભક્ત થવું એમ સંત અને ભક્ત-પુરુષ આપણને કહેતા આવ્યા છે. ઈશ્વરનો ભક્ત, ઈશ્વરનો દાસ સદ્‌ગુણ-સંપન્ન હોવાનો જ, તે ચારિત્ર્યવાન, શીલવાન અને નિઃસ્વાર્થી હોવાનો જ, તે પવિત્ર હૃદયનો અને દયાળુ હોવાનો જ એવી ભક્તોની ધારણા હતી અને તે પ્રમાણે આપણે કેવળ મનુષ્ય ન રહેતાં 'કરની' કરીને નારાયણ થવું એવો તેમણે આપણને ઉપદેશ આપ્યો છે. જે કાળે આ ઉપદેશ આપ્યો તે કાળે માનવતાના ધ્યેયની* કલ્પના નહોતી. તે ધ્યેય કેટલુ ઉચ્ચ છે તે તર્કમાં આવ્યુ નહોતુ તેથી ઈશ્વરનો દાસ કે ભક્ત તે જ ખરો મનુષ્ય, બાકી બધા કૂતરા અને કુક્કર પ્રમાણે છે એવી તે કાળની કલ્પના હોવી જોઈએ.

પરંતુ આ કલ્પનાનો આજ સુધી એવો વિપર્યાસ થતો આવ્યો છે કે માણસ ગમે તેટલો સદ્‌ગુણી હોય, ગમે તેટલી પ્રમાણિકતા, સત્યનિષ્ઠા અને કર્તવ્યબુદ્ધિથી પોતાનો સંસાર ચલાવતો હોય તોપણ જ્યાં સુધી તે ભજનપૂજન કરતો નથી, જટા, મુડન કે એવું કોઈ બાહ્ય ચિહ્ન ધારણ કરતો નથી, ગીતા, કુરાન, પુરાણ, બાઇબલ જેવા ગ્રંથોનું પઠન કરતો નથી, આસન પ્રાણાયામ, ધૌતિ જેવી ક્રિયાઓ કરતો નથી અથવા ચમત્કાર વિષે તેની ખ્યાતિ નથી, સારાંશ, આવો કોઈ બાહ્યાચાર તેની પાસે નથી, કિંવા લોકોની મનોકામના સિદ્ધ કરી આપવાના સામર્થ્ય વિષેનો ભ્રમ તે ફેલાવી શકતો નથી ત્યાં સુધી તેને આપણે વંદ્ય કે શ્રેષ્ઠ સમજતા નથી. પવિત્રતા અને ચારિત્ર્યરૂપી મનુષ્યત્વનાં ખરાં લક્ષણો આપણને અનુકરણીય કે આદરણીય જણાતાં નથી, પણ સાધુત્વનો કેવળ બાહ્યાચાર જ આપણને વંદનીય લાગે છે. કર્તવ્યનિષ્ઠ અને ઉદારચરિત ગૃહસ્થાશ્રમી માણસની આપણને કંઈ કિંમત જણાતી નથી, પરંતુ વૈરાગ્યનો કેવળ બાહ્યાડંબર જ આપણને પૂજનીય લાગે છે. આ પરથી મને હંમેશાં લાગે છે અને હું કહુ છું કે આપણા સમાજમાં માણસ બનવું કઠણ છે, પણ દેવ, ઈશ્વર બનવું સહેલુ છે

* વિવેક અને સાધનામાં 'ધ્યેયનિર્ણય' પ્રકરણ જુઓ.

અને આ સ્થિતિને લીધે આપણામાં માનવતાની, સદ્ગુણોની વૃદ્ધિ થઈ નથી. માનવતાને પોતાનું જીવનધ્યેય માનીને તે સિદ્ધ કરવાની પાછળ આપણે કદી લાગ્યા નથી. ભગવદ્ભક્તિને પ્રધાન માનીને સદ્ગુણોની ઉપાસના અને તેની વૃદ્ધિ કરનારા કેટલાક સંતો આપણામાં થઈ ગયા, પણ તેમનામાં સદ્ગુણો હતા, તેમનામાં માનવી ગુણોનો વિકાસ થયેલો હતો એના કરતાં તેઓ ઈશ્વર સાથે તદ્રૂપ થયેલા હતા અને તેમને ઈશ્વરસહાય હોવાથી તેઓ ગમે તેવો ચમત્કાર કરી શકતા હતા એવી તેમને વિષેની લોકશ્રદ્ધા જ તેમના પૂજ્યપણાનું કારણ હતી અને હજુયે છે એવું લોકમાનસનું નિરીક્ષણ કરતાં લક્ષમાં આવે છે. પ્રત્યક્ષ સજ્જનતા કરતાં બાહ્યાડંબર અને ચમત્કાર વિષેના ભ્રમને લીધે આપણા સમાજમાં આ વિષયમાં દંભ અને ભોળપણ વધતાં ગયાં છે. આવી આપણી મનઃસ્થિતિને લીધે સાધુ કહેવડાવનારા અને મનાયેલા લોકોનો દંભ જીવનભર ચાલી શકે છે. તેમના મરણ પછી સમાધિઓ બાંધવામાં આવે છે, તેના પર તેમની ઓછીવત્તી પ્રસિદ્ધિના પ્રમાણમાં નાનાં કે મોટાં ભવ્ય મંદિરો ઊભાં કરવામાં આવે છે અને તે સ્થાનો તીર્થક્ષેત્રો મનાય છે, અને પછી ત્યાં હજારો યાત્રીઓ પુણ્ય મેળવવા કે કામનિક હેતુથી જવા લાગે છે. આપણા લોકોમાં પહેલેથી કામનિક ભક્તિની પરંપરા ચાલતી આવી છે. તેને લીધે મરણ પામેલો સાધુ સમાધિમાં જાગ્રતપણે વાસ કરે છે અને આપણે તેની સમાધિનું દર્શન લઈએ, સમાધિ આગળ કંઈક દક્ષિણા, થોડી મીઠાઈ, કેળાં વગેરે ખાદ્ય પદાર્થ મૂકીએ, થોડી સ્તુતિ કરીએ અને વધારામાં તેના નામે થોડું દાનધર્મ કરીએ એટલે તે આપણી અભીષ્ટ કામના ખાતરીથી પૂરી કરે છે એવી લોકશ્રદ્ધા છે. આમાં સાધુના સામર્થ્યનો ખરેખર કંઈ જ સબંધ નથી. સમાધિ સાચા સાધુની હોય કે દાંભિકની હોય, આપણી અભીષ્ટ કામના પૂરી થવામાં સમાધિપૂજનનો કંઈ સબંધ નથી, એ આપણે પારંપરિક શ્રદ્ધાના ઊભરામાં અને કામનાવિષયક વ્યાકુળતાને લીધે થયેલા બુદ્ધિભ્રમમાં ઓળખી શકતા નથી. વિવેક આપણને સૂઝતો નથી. સમાધિ સાચા સાધુની હોય તો તે ભક્તિ, જ્ઞાન, સત્યની ઉપાસના, મનની શુદ્ધિ અને સદ્ગુણોનો ઉત્કર્ષ સાધીને જીવન સાર્થક

કરી ગયેલ હોય છે તેનો સમાધિ સાથે, મદિર સાથે અથવા આપણા કરેલા પૂજન કે સ્તુતિ સાથે કશો સબધ નથી અને દાભિક પણ બહારથી સાધુત્વનો ડોળ કરનારાની અને કેટલાક ભોળા લોકોની શ્રદ્ધાને લીધે પ્રસિદ્ધિ પામેલાની સમાધિ હોય તો તે પણ મર્યા પછી લોકોની કામના પૂરી શકતો નથી આમ છતા કામનિક ભક્તિના આવા પ્રકારો સમાજમા રૂઢ છે તેમા કેવળ અશિક્ષિત યા ભોળો સમાજ જ ભળેલો હોય છે એમ નથી પણ સારા શિક્ષિત કહેવડાવ નાર પણ તેમા આગેવાની લઈને આ બધા પ્રકારોને ઉત્તેજન આપે છે આમા ભક્તિનો અશ કેટલો, સમાજની અધશ્રદ્ધા અને ભોળપણ કેટલા, તથા જેમને આ પ્રકારો અને સ્થિતિમાથી દ્રવ્ય, પ્રતિષ્ઠા, માન અને બીજા ભૌતિક લાભ મળે છે એવા શિક્ષિત અશિક્ષિત લોકોના ધૂર્તપણ અને કપટ કેટલા એ શોધી કાઢવુ કઠણ છે

આપણે બાહ્યભક્તિને જેટલુ મહત્ત્વ આપીએ છીએ તેટલુ સદ્‌ગુણોને તેમ જ પવિત્રતા, સદાચાર અને શીલને આપતા નથી એ વાત લક્ષમા આવે એ આ વિષે આટલુ સવિસ્તર લખવાનો ઉદ્દેશ છે સત્યની ઉપાસના કરતા કોઈ દેવતાની ભક્તિનો પ્રઘાત આપણને સારો લાગે છે ચમત્કાર કરનારાને આપણે જેટલા માનીએ છીએ તેટલા માનવી સદ્‌ગુણોથી સપન્નને માનતા નથી ત્યાગી વૈરાગીને આપણે માનીએ છીએ તે પણ આપણી કામનાસિદ્ધિ માટે અને તેમનુ પુણ્ય આપણને ઉપયોગી થઈ પડે એ આશાથી તેમના ત્યાગ અને વૈરાગ્યને આપણે અનુકરણીય માનતા નથી બહુજનસમાજની આ સ્થિતિ છે

આવી પારપરિક શ્રદ્ધાને લીધે આપણને હજુ માનવતાની કિંમત સમજાતી નથી સજ્જનતા તરફ આપણુ લક્ષ જતુ નથી આવી સ્થિતિમા પણ કઈક સદ્‌ભાગ્યનો ઉદય થયાના ચિહ્નો દેખાવા લાગ્યા છે આગેવાનોમા અને કેટલાક વિશિષ્ટ લોકોમા હવે 'માનવતા' શબ્દ પ્રચારમા આવવા લાગ્યો છે તે પર ભાર આપવામા આવે છે મોક્ષનુ મહત્ત્વ ઓછુ થવા લાગ્યુ છે અને બધાના કલ્યાણમા આપણુ કલ્યાણ છે એવી સામુદાયિક કલ્યાણની ભાષા વપરાવા લાગી છે ભૂદાન અને રાજકારણમા હવે માનવતા અને સામુદાયિક ધ્યેયની દૃષ્ટિથી

વિચાર થવા લાગ્યો છે. દેશભક્તિ, રાષ્ટ્રભક્તિ વગેરેમાંયે હવે માનવતા તરફ લક્ષ જવા લાગ્યુ છે. રાજ્યના રાજ્યપાલો અને પ્રધાનો પણ હવે માનવતાના મહત્ત્વને વર્ણવવા લાગ્યા છે. મારા જેવાને આ સદ્‌ભાગ્યનું લક્ષણ જણાય છે.

લગભગ સાઠ વર્ષના દેશવિષયક સાર્વજનિક ચળવળના ઇતિહાસનું વત્તાઓછા પ્રમાણમાં મને સ્મરણ છે. તેમાં 'માનવતા' એ શબ્દને કિંમત આપવામાં આવી હતી એવું મને યાદ નથી. ત્રીસપાંત્રીસ વર્ષ પહેલાંના સમયની સ્થિતિ હજુ મારી નજર સમક્ષ જ છે. તે સમયે પણ આગેવાન તરીકે મનાયેલા, દેશના સુખદુઃખનો વિચાર કરનારા અને દેશકલ્યાણની ચળવળમાં ભાગ લેનારા મંડળમાંયે માનવતાને મહત્ત્વ નહોતું. માનવતા એ આદર્શ તરીકે માનવા જેવી એક અવસ્થા છે, એ એક મહાન ઉચ્ચ ધ્યેય છે એ વાત કોઈને ગળે ઊતરી નહોતી. રામ અને શ્રીકૃષ્ણને મારા જેવો માણસ અવતાર ન માનતાં આદર્શ પુરુષ, મહાન પુરુષ માને છે. બુદ્ધ, મહાવીર, શંકરાચાર્ય, જ્ઞાનેશ્વર, તુકારામ અને રામદાસે પણ સાધના કરતાં કરતાં જીવનમાં ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી હતી એવું મારું કથન તે વખતે કોઈને રુચતુ નહોતુ. વ્યક્તિગત કલ્યાણ યા વૈયક્તિક મોક્ષની કલ્પના કે માન્યતામાં માનવતાની દૃષ્ટિથી સંકુચિતતા છે એ વિચાર તે સમયે કોઈને માન્ય થતો નહોતો, પણ અત્યારે આગેવાન લોકોનેય આ વાત ગળે ઊતરવા લાગી છે એ આનંદની વાત છે. 'ગળે ઊતરવા લાગી છે' એ મારું કથન તપાસતાં કેટલું સાચું ઠરશે એ કહી શકાય નહીં, કારણ કે તે વિષે ખાતરી થવા માટે હજુ કેટલોક સમય જવો જોઈશે. નાનાં બાળકો મોટા મોટા શબ્દો તેમનો અર્થ ન સમજાતાયે બોલે છે. તે શબ્દોનો અર્થ કેટલો વ્યાપક છે, અર્થમાં કેટલું ગાંભીર્ય અને સામર્થ્ય છે એ ન જાણતાં તેઓ તેનો ગમે ત્યારે અને ગમે ત્યાં ઉપયોગ પણ કરે છે. આ પરથી કેવળ શબ્દોચ્ચાર કર્યાથી તેનો અર્થ લક્ષમાં આવ્યો છે એમ કહી શકાય નહીં, કારણ કે હજુયે આપણા માનવંતા આગેવાનો કોઈ તીર્થને તો કોઈ શાસ્ત્રગ્રંથોને, કોઈ સમાધિને તો કોઈ ગંગાસ્નાનને કે કોઈ હિમાલયની યાત્રાને મહત્ત્વ આપે છે.

તેમાયે ભક્તિનો અશ કેટલો અને લોકપ્રિયતા કે મનોરંજનનો હેતુ કેટલો તે મારા જોવાને ઠરાવવુ કારણ છે 'બધી ભૂમિ પરમેશ્વરની છે' એવુ ઠસાવ્યા સિવાય જેમને સામાજિક ન્યાય ગળે ઊતરતો નથી તેમના લક્ષમા માનવતાનુ મહત્ત્વ કેટલુ છે તે શોધી કાઢવુ પણ છે

તથાપિ ગમે તે હોય, આજે આપણે જે શબ્દ બોલીએ છીએ તે નાના બાળકોની જેમ અર્થ ન સમજતા બોલતા હોઈએ તોયે એટલી વાત સ્પષ્ટપણે સાચી છે કે માનવતા એ આપણુ જીવનધ્યેય બન્યા વગર અને તે સિદ્ધ થાય એ રીતે વર્ત્યા વગર આપણે માટે બીજો રસ્તો નથી તે સિવાય આપણે માણસ બની શકીશુ નહીં માનવતાના માર્ગમા આપણે ગમે તેટલા પાછળ હોઈએ, તે આદર્શના પ્રમાણમા આજ આપણે ઘણી અવનત સ્થિતિમા છીએ એમ માનીએ તોયે માનવતાના માર્ગે જ આપણે જવુ જોઈએ એવુ આપણે દઢપણે સમજવુ જોઈએ માનવતાની વ્યાખ્યા પૂર્ણપણે આપણા લક્ષમા આવી ન હોય, માનવતાની પૂર્ણતા પર્યંત આજે આપણી નજર પહોચી શકતી ન હોય તોયે તે માટે આપણે આદર્શ બદલવાનુ કે તે વિષે અશ્રદ્ધા રાખવાનું કારણ નથી આપણે આજે આ વિષયમા ગમે તેટલા અજ્ઞાની હોઈએ તોયે આપણી આજની સ્થિતિ કરતા માનવતાની દૃષ્ટિથી કઈ સ્થિતિ ઉચ્ચ અને ઉદાત્ત છે એ આપણે ઓળખી શકીએ છીએ પ્રગતિ કઈ અને અવગતિ કઈ એ આપણા લક્ષમા આવી શકે છે આટલુ જ્ઞાન માનવતાના માર્ગે ચાલવા માટે આપણુને પૂરતુ છે સદ્ગુણ કોને કહેવા, દુર્ગુણ કેમ ઓળખવા એ આપણે જાણીએ છીએ મનની શુદ્ધિ અશુદ્ધિને આપણે સમજીએ છીએ આપણા સકટ, અડચણ અને આપત્તિમા બીજાની જે સહાનુભૂતિ અને સહાય ઉપયોગી થઈ પડી અને જેનાથી આપણે સરળ અને ન્યાયમાર્ગે તે બધામાથી પાર પડયા તે સહાનુભૂતિ અને સહાયની કિંમત આપણે સમજીએ છીએ બીજાની તે સહૃદયતાને આપણે ઓળખી શકીએ છીએ, તેને આપણે સદ્ગુણ સમજીએ છીએ આ પરથી આપણે સદ્ગુણોને જાણીએ છીએ, માનવતાને ઓળખીએ છીએ બીજાઓ તરફથી થતા સદ્વર્તનનો આપણે લાભ લઈએ છીએ તે પરથી

માનવતા જીવનને, સમાજને કેટલી ઉપયોગી અને જરૂરી છે તે આપણે સમજી ગયીએ છીએ એટલુ સમજીને આપણે પોતાનુ વર્તન તે પ્રમાણે બનાવવાનો પ્રયત્ન કરીએ તો આપણા તરફથી માનવતાની ઉપાસના થતી રહેશે આ માગ નિશ્ચયપૂર્વક જેમ જેમ આપણે આગળ જઈએ તેમ તેમ આગળનો માર્ગ સહેજે દેખાશે રાતે અધારામા જતા ઉપયોગી થવા માટે હાથમા લીધેલી બત્તી આપણને ઇચ્છિત સ્થાન સુધીનો બધો રસ્તો એકદમ બતાવી શકતી નથી તોયે આપણા માર્ગમા આગળ દશ વીશ પગના સુધી તેનો પ્રકાશ જ્યા સુધી પહોચે છે તેટલો માર્ગ ચાલ્યા પછી, આગળનો તેટલો જ માર્ગ આપણને દૃષ્ટિગોચર થાય છે આવી રીતે દરેક વખતે દૃષ્ટિગોચર થતા માર્ગે ચાલીને આપણે આગળ ને આગળ જઈએ છીએ અને છેવટે નક્કી કરેલા સ્થળે જઈ પહોચીએ છીએ તે જ અનુભવ આપણે આ માર્ગમા ઉપયોગમા લઈએ તો તેમા આપણે ખાતરીથી યશસ્વી થઈશુ એમા શકા નથી

આ પ્રમાણે જીવનમા યશસ્વી થવા માટે પહેલા આપણે પોતાનુ ધ્યેય વિવેકપૂર્વક નક્કી કરવુ જોઈએ અને પછી સાવધપણે ધૈર્ય અને દૃઢતાથી આપણે ધ્યેયના માર્ગે ચાલવુ જોઈએ આપણે આજે માણસ તરીકે જગતમા ફરતા હોઈએ તોયે આપણામા જ્યા સુધી માનવતા ન આવે, સદ્‌ગુણો પ્રાપ્ત કરીને તે આપણો સ્વભાવ ન બને ત્યા સુધી આપણે કેવળ શરીરથી માણસ છીએ એટલુ જ માણસ બાળરૂપે જન્મે છે પછી તેના અગઉપાગોનો, કર્મેન્દ્રિયોનો અને જ્ઞાનેન્દ્રિયોનો વિકાસ થતા થતા તે શરીરથી માણસ બને છે, પરન્તુ ખરુ જોતા બુદ્ધિ અને મનના વિકાસથી જ તેનામા માનવતા આવે છે અને તે વધતી જાય છે સદ્‌ગુણોને લઈને બુદ્ધિ અને મનનો વિકાસ પ્રકટ થાય છે તે સદ્‌ગુણોની પૂર્ણતા એ જ માનવતાની સિદ્ધિ તે માટે જ માણસનો જન્મ છે આ સિદ્ધિ જેને પ્રાપ્ત થઈ હોય તેને કોઈએ 'નારાયણ' કહ્યો હશે આ કરતા 'નારાયણપણુ' કઈ વિશેષ નથી 'નારાયણપણુ' એટલે 'ભગવાન' નહીં વિશ્વના સૂત્રો ચલાવવાનુ તેનુ કામ નથી સત્યની અને સદ્‌ગુણોની ઉપાસના એ જ તેનુ જીવનકાર્ય અને માનવતાની પૂર્ણતા એ જ તેની જીવનસિદ્ધિ

## ૮

# પ્રકૃતિ, વિકૃતિ અને સંસ્કૃતિ

જીવનનુ મહત્ત્વ

પરમાત્માની અતર્ક્ય કળામાથી વિશ્વ અને તેમાના અસખ્ય નાનામોટા પદાર્થોની પ્રાણીસૃષ્ટિ અને જીવસૃષ્ટિ નિર્માણ થઈ અને છેવટે માનવ પેદા થયો આ બધાને લીધે વિશ્વમા અનત વિવિધતા દેખાઈ આવે છે આ વિવિધતામા માનવપ્રાણીના જેટલુ વૈશિષ્ટ્ય અને મહત્ત્વ કોઈને પણ પ્રાપ્ત થયેલુ નથી મનુષ્યનો વિલક્ષણ પુરુષાર્થ જોઈને પરમાત્માએ તેને પેદા કરીને પોતાની કળા સપૂર્ણતાએ પહોચાડી એમ કોઈ કોઈ વાર લાગે છે બાળક નાનુ હોય ત્યા સુધી માતાપિતા તેનુ પાલન, પોષણ, રક્ષણ અને સવર્ધન કરી તેની બધી રીતે સભાળ લે છે અને તે મોટુ થઈ બીજા માણસોની જેમ જીવન ચલાવવા જેટલુ સમર્થ થાય છે, ત્યારે તે જ માબાપ તેને સ્વતત્રતા આપી તેની ચિંતામાથી મુક્ત થાય છે તે જ પ્રમાણે માનવીને પેદા કર્યા પછી માનવજાતિનુ આગળનુ કાર્ય પરમાત્માએ માનવજાતિ પર જ સોપ્યુ હોવુ જોઈએ એમ લાગે છે કેટલાક તાત્વિક ગ્રથોમા માનવીને પરમાત્માનો અશ કહ્યો છે, અને જે જે કાર્યો પરમાત્મા કરે છે તે કામો અલ્પ પ્રમાણમા કરી મનુષ્ય પોતાનુ ઈશ્વરત્વ સિદ્ધ કરે છે એવુ કેટલાક સતોનુયે કહેવુ છે આમા ઘણે ભાગે સચાશ છે એમા શકા નથી પરમેશ્વરને ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો કર્તા કહેવામા આવે છે માણસ પણ કાઈક નિર્માણ કરે છે, કાઈક રક્ષણ કરે છે અને જે ન જોઈતુ હોય તે પૈકી કાઈકનો નાશ કરે છે પરમાત્મા સૃષ્ટિકર્તા છે માણસ પણ પોતાની શક્તિબુદ્ધિ પ્રમાણે પોતાની સૃષ્ટિ નિર્માણ કરે છે આ દૃષ્ટિથી મનુષ્ય ઈશ્વરની નાનીશી પ્રતિકૃતિ છે એમ કહેવામા આવે છે આવી જાતના મહાન કાર્યો કરનારને — સૃષ્ટિની, નિદાન માનવી જગતની અનર્થકારી તાકાતોનો નાશ કરીને સારીની પ્રતિષ્ઠાપના કરનારને — ઈશ્વરનો અવતાર, પુત્ર કે તેનો પેગબર માનવામા આવે છે આવા

અવતાર, પુત્ર કે પેગમ્બર માનવકુળમાં જ જન્મે છે. આ બધા પરથી માનવી જીવન કેટલું મહત્ત્વનું છે તે આપણે ધ્યાનમાં લેવું જોઈએ. જગતમાં જેટલા શ્રેષ્ઠ પુરુષો થઈ ગયા, જેટલા સાધુસંતો થયા તે બધા માનવી જીવનનું મહત્ત્વ જાણતા હતા. સર્વસાધારણ લોકોના કરતાં જીવન વિષયક કંઈક ઉચ્ચ અને ઉદાત્ત દૃષ્ટિ તેમને પ્રાપ્ત થયેલી હતી. તેથી જ તેઓ પોતાનું જીવન ઉદાત્ત કરી શક્યા.

दुःखनिवारण अने सुखप्राप्ति माटे निर्दोष याजना

પરમાત્માએ મનુષ્યને કંઈક વિશેષ શક્તિસંપન્ન કર્યો છે અને પોતાની શક્તિ વધારવાની પણ અનુકૂળતા આપી છે. સૃષ્ટિમાં માણસ જ એક એવું પ્રાણી છે કે જે કુદરતી ધર્મોમાંની પોતાને અનુકૂળ એવી શક્તિઓનો ઉપયોગ કરીને પ્રતિકૂળ બાબતોથી પોતાનું રક્ષણ કરી લેવામાં થોડેઘણે અંશે યશસ્વી થયું છે. અનેક કુદરતી ધર્મોમાંથી માણસ પોતાના દુઃખનિવારણના અને સુખપ્રાપ્તિના તેમ જ તે વધારવાના ઉપાયો શોધતો આવ્યો છે. ગરમી, પવન, વરસાદ, ટાઢ વગેરે કુદરતી આફતોમાંથી સુરક્ષિત રહેવા માટે માણસે ઘર બાંધવાની કળા હસ્તગત કરી છે. વ્યાધિના નિવારણ માટે ઔષધિવિદ્યા શોધી કાઢી છે. બીજાં પ્રાણીઓની પેઠે નગ્ન અવસ્થામાં જન્મેલી માનવજાતિએ પોતાના જ્ઞાન અને કુશળતાથી પોતાના શરીરને કેવળ ઢાંકવાની કે તેનું રક્ષણ કરવાની જ નહીં, પણ જુદા જુદા પ્રકારોથી શણગારવાની કળા સિદ્ધ કરી તેને વધારી છે. પંચમહાભૂતો અને તેની પેલે પારના સૂક્ષ્મ તત્ત્વોનેયે પોતાની સુખસગવડ માટે ઉપયોગ કરી લેવાની સ્પર્ધા આજે માનવજાતિમાં ચાલેલી જણાઈ આવે છે. ભૌતિક શાસ્ત્રો અને વિજ્ઞાનનો વિકાસ કરતાં કરતાં તે બાજુથી માનવી આજે આશ્ચર્યકારક સ્થિતિએ જઈ પહોંચ્યો છે. દૂરદૂરના ગામોને, પ્રાંતોને એટલું જ નહીં પણ હજારો માઈલ દૂરના ખંડોનેયે માનવીએ એકમેકની પાસે લાવવાનો પ્રયત્ન કર્યો છે. અને તે બધી વિદ્યાઓ અને કળાઓમાં એટલી વ્યવસ્થા અને સુયંત્રિતપણું આણેલું છે કે તેટલું ઈશ્વરે કરેલી નૈસર્ગિક યોજનામાં દેખાઈ આવતું નથી. કુદરતના પ્રમાણમાં માનવીએ નિર્માણ કરેલી સૃષ્ટિમાંની યોજના અને વ્યવસ્થા વધારે અચૂક છે.

એવો અનુભવ માનવી દૃષ્ટિકોણથી વિચારતા કોઈ કોઈ વાર આવે છે. આજ હજારો વર્ષોથી વરસાદ પડે છે, ગરમી પડે છે, ટાઢી પડે છે પણ વનસ્પતિસૃષ્ટિ અને જીવસૃષ્ટિને ઉપયોગી અને ઋતુમાન પ્રમાણે હિતપ્રદ એવુ તેમનુ પ્રમાણુ સૃષ્ટિચાલકને હજુ સધાયુ નહીં હોય, એવી શકા વચમાં વચમા આવતા અનુભવો પરથી આવે છે. તેથી જ કદી અતિવૃષ્ટિ તો કદી અનાવૃષ્ટિ અને તેને લીધે કદી લીલો તો કદી સૂકો દુકાળ, કદી અત્યત ગરમી તો કદી અસહ્ય ટાઢી એવી આપત્તિઓ માનવજાતિ અને બીજીયે જીવસૃષ્ટિ પર આવે છે. તેના કરતાં માણસે પોતાના દુ ખશમન અને સુખ માટે નિર્માણ કરેલી વિદ્યા અને કલાઓનો પ્રભાવ વધારે અચૂક જણાઈ આવે છે. મુબઈ કે તેના જેવા કોઈ પણ મોટા શહેરને પાણી અને વીજળી કે બીજી કોઈ સગવડ આપવાની યોજના અને વ્યવસ્થામાં ઉપર દર્શાવેલા વરસાદ, ગરમી, ટાઢી જેવા કુદરતી ધર્મો કરતા વધારે યોજનાચાતુર્ય અને વ્યવસ્થિતપણુ છે એમ કહેવુ જોઈએ આ તુલનાત્મક દૃષ્ટાતમા વિનોદનો કઈક ભાગ જરૂર છે. પરતુ માનવી યોજના અને વ્યવસ્થા, કુદરતી ધર્મો કરતા વધારે સુયત્રિત છે એવુ કાઈક મર્યાદા સ્વીકારીને કહેવુ પડે છે. કારણ કે આ બધી યોજના અને વ્યવસ્થા માણસનાં સુખદુ ખોનો વિચાર કરીને કરેલી છે અને તેમનુ ચાલકપણુ માણસના હાથમાં છે. માઈક્રોસ્કોપ, ટેલિસ્કોપ, ટેલિફોન, વાયરલેસ, રેડિયો, એરપ્લેન વગેરે પ્રકારોમાં મનુષ્ય વધારેમા વધારે નિયમિતતા અને વ્યવસ્થિતતા લાવવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. અને જેમ જેમ માણસની બુદ્ધિની અને યોજનાશક્તિની વૃદ્ધિ થતી જશે તેમ તેમ બધા વ્યવહારોમા વધારે સુયત્રિતતા અને નિર્દોષતા આવતી જશે અને તેનો લાભ માનવજાતિને મળતો જશે, એવો વિશ્વાસ લાગે છે

**સાચી પ્રગતિ કોને કહેવી?**

ઉપર લખેલી દૃષ્ટિથી વિચાર કરતાં તે બાજુથી મનુષ્યની પ્રગતિ થઈ છે, એમા શકા નથી. પણ આ પ્રગતિને સાચી પ્રગતિ ત્યારે જ કહી શકાય કે જ્યારે આ બધી બાબતો માનવતાની પોષક થતી રહી મનુષ્યની સર્વાંગી ઉન્નતિને ઉપયોગી થઈ શકે.

મનુષ્યજાતિમાં માનવતા ન વધતાં તેના બૌદ્ધિક સામર્થ્યથી તેમાંના કેટલાક લોકોની કે એકાદા વર્ગની સુખસગવડો વધતી રહે સત્તા અને સામર્થ્ય તેમના હાથમાં રહેતાં હોય, તો તે લોકોમાં કે વર્ગમાં માનવતા ન વધતાં દાનવતા અને વિલાસિતા વધતી રહી બાકીના તમામ લોકોમાં અને વર્ગોમા દીનતા, હીનતા, ખુશામત, ગુલામવૃત્તિ અને પરસ્પર દ્વેષ અને વેર જેવા દુર્ગુણો વધતા રહેશે. આમાં માનવતા માટે કયાયે અવકાશ રહેશે નહીં. કેવળ વિદ્યા, કળા, જ્ઞાન, ધન, ઐશ્વર્ય, સામર્થ્ય કે સત્તાની વૃદ્ધિ પર માનવતાનું પ્રમાણુ ઠરાવી શકાય નહીં. ભૌતિક શાસ્ત્રો અને વિજ્ઞાનની સાથે જ માનવી મનનો વિકાસ અને શુદ્ધિ ન થાય; વિદ્યા અને કળાઓના વિકાસની સાથે જ આપણામાં સત્યનિષ્ઠા, પ્રામાણિકતા અને કર્તવ્યપરાયણતાની વૃદ્ધિ ન થાય, સામર્થ્યની સાથે જ આપણામાં બંધુભાવ અને મૈત્રી જાગ્રત થઈ આપણા વર્તનમાં સમતા ન આવે, તો આપણે બધા માનવતા તરફ ન જતાં દાનવતા તરફ જઈએ છીએ, એમ સમજવું જોઈએ. બાહ્ય જ્ઞાનની સાથે જ આપણે માનવી મન પ્રાપ્ત કરવાનું છે. કૌશલ્યની સાથે જ આપણે ચારિત્ર્ય અને સદ્‌ગુણો સંપાદન કરવાના છે, એ આપણે ભૂલવું ન જોઈએ. માનવતાનો જે આદર્શ આપણી સમક્ષ હોય તે માટે આપણે સતત પ્રયત્નશીલ રહીએ, તો જ આપણી સાચી પ્રગતિ થઈ શકશે, એ આપણે નિશ્ચિતપણે સમજવું જોઈએ.

**જાગૃતિ, અંતર્મુખતા અને શોધન**

આવા પ્રકારની જાગૃતિ આપણામાં રહે અને માનવજાતિ પ્રગતિના માર્ગે સદૈવ ચાલતી રહે, તે માટે સતજનોએ પ્રયત્ન કર્યો છે. તોપણ માનવી મન હજુ સરળપણે તે માર્ગે પર આવ્યું નથી. જગતમાં વખતોવખત પેદા થયેલા સત્પુરુષોએ માનવી ધર્મનો જ આપણને ઉપદેશ કર્યો છે. તે ધર્મને દેશ, કાળ, વ્યક્તિની વિશેષતા વગેરેના ભેદોને લીધે જુદાં જુદાં નામો મળેલાં હોય તોપણ તે બધાંનું સાધ્ય માનવતા જ છે. આજની આપણી વિકસિત શક્તિબુદ્ધિથી પ્રાપ્ત કરેલી ભૌતિક શાસ્ત્રીયતા વડે આપણે તે જ સાધ્ય વધારે સહજપણે

સાધી શકીએ, તો જ આ બધી બાબતો ગૌરવાસ્પદ મનાશે અને આપણી પ્રગતિને સહાયક થશે એમ કહેવુ યોગ્ય થશે એથી ઊલટુ, આ બધા વિકાસને લીધે આપણી માનવતા નાશ પામી આપણે વધારે સ્વાર્થવશ અને તે સાધવા માટે વધારે દુષ્ટ થતા જઈએ, તો આપણે પોતાના ધર્મને ભૂલી જઈ અવનત થઈએ છીએ એમ સિદ્ધ થશે ખરી પ્રગતિ એટલે શુ અને તે કયે માર્ગે પ્રાપ્ત થઈ શકય છે, તેનો આપણે વિચાર કરવો જોઈએ અને અતર્મુખ થઈ પોતાનુ શોધન અને સમાજનુ નિરીક્ષણ કરી આપણે આપણા બધાની આજે શી સ્થિતિ છે તે લક્ષમા લેવી જોઈએ

પુરુષાર્થયુક્ત સસ્કૃતિ

દરેક પ્રાણી પોતાના દેહને સર્વસ્વ માનીને સુખી થવાનો પ્રયત્ન કરે છે પોતાના સુખ કરતા બીજી કોઈ પણ વાતને તે મહત્ત્વ નથી આપતો આ સ્થિતિ માનવેતર પ્રાણીને શરમજનક લાગતી નથી પરતુ જેના કરતા શ્રેષ્ઠ અથવા સાધનસપન્ન પ્રાણી પરમાત્માએ બીજુ કોઈ બનાવ્યુ નથી એવા મનુષ્યપ્રાણીને પોતાને વિષે આ સ્થિતિ શોભા આપનારી ન લાગતા શરમજનક લાગવી જોઈએ બીજા પ્રાણીની પેઠે જડ, મૂઢ અને કુદરતી અવસ્થામા મનુષ્ય જન્મ્યો હોય તેમ જ બીજા પ્રાણીની પેઠે તેને ભૂખ, તરસ અને બીજી નૈસર્ગિક પ્રેરણાઓ અને જરૂરિયાતો હોય તોપણ તે હવે કેવળ કુદરતી અવસ્થામા રહ્યો નથી, અને નૈસર્ગિક પ્રેરણાઓ અને જરૂરિયાતો પૂરી કરવાનો માર્ગ પણ તેણે કુદરતી રાખ્યો નથી બીજા પ્રાણીઓને તેમની પ્રાકૃતિક પ્રેરણાઓ માટે લજ્જા કે ગૌરવ જેવુ જ લાગતુ નથી અથવા કોઈ પણ સ્થિતિ માટે અભિમાન લાગતુ નથી પણ મનુષ્ય આ સ્થિતિમાથી હજારો વર્ષ થયા નીકળી ગયો છે અને ત્યારથી તે વલ્કલ અને વસ્ત્રનો ઉપયોગ કરતા શીખ્યો છે અગ્નિની ઉપયોગિતા તે સમયથી તેના ધ્યાનમા આવી છે સમુદાયમા રહેવા લાગી તે સામુદાયિક ધર્મ બનાવતો આવ્યો છે કેવળ કુદરતી ધર્મોને અનુસરીને ન રહેતા, તેના પર અવલબીને ન રહેતા બૌદ્ધિક બળની મદદથી અડચણો દૂર કરવાના પ્રયત્નમા તેનામા એક બાજુથી ઉદ્યમ,

કાઈક દુર્બળતા આવી હોય, અને કેવળ કુદરત પર રહેવાની તેની શક્તિ ઓછી થઈ હોય તોયે બીજી બાજુથી બૌદ્ધિક અને માનસિક સામર્થ્યથી તે માનવીને શોભે એવી એક જીવનપદ્ધતિ પેદા કરતો આવ્યો છે તે જીવનપદ્ધતિ માટે જે સસ્કારોની જરૂર છે તે પ્રાપ્ત કરવાનો તેનો પ્રયત્ન છે તે બધાની મદદથી જે જીવનપદ્ધતિ બને છે તેને જ માનવી સસ્કૃતિ કહે છે આવા પ્રકારની સર્વગુણસપન્ન, તેજસ્વી, પવિત્ર, પ્રભાવશાળી અને પુરુષાર્થયુક્ત સસ્કૃતિ માણસે બનાવવાની છે તે સસ્કૃતિ માનવી ધર્મનો આધાર છે આવી ઉત્તરોત્તર તેજસ્વી, સામર્થ્ય-શાળી અને ચિરતન ટકનારી સસ્કૃતિ બનાવવાનુ માણસ સાધી શકે, તો જ માનવજાતિ ચિરતન થઈ શકશે

**માનવતાની પૂર્ણતા શેમા?**

માનવીનો જન્મ એ માટે છે અને હજારો વર્ષ થયા તે આ ધ્યેયની પાછળ લાગેલો છે જેઓ આ ધ્યેયને જાણીને પોતાનુ જીવન ચલાવે છે, તેઓ માનવતાના ઉપાસક છે તે ધ્યેય માટે જ પોતાના બાળકોને વિશિષ્ટ સારા સસ્કારો આપવાનો તેઓ પ્રયત્ન કરે છે મનુષ્ય સિવાયના બીજા પ્રાણીઓને વસ્ત્ર, વાસણ અને ઘર બનાવતા આવડતુ નથી, વિદ્યા, કળા, શાસ્ત્ર, તત્ત્વજ્ઞાન એ પૈકી કશુ જ તેઓ જાણતા નથી સમાજ કરીને કઈક દૂરગામી ધ્યેય પ્રાપ્ત કરવાની કલ્પના તેમને આવતી નથી પરતુ મનુષ્યે આ બધી બાબતો સિદ્ધ કરેલી છે તે જે સસ્કૃતિ બનાવવાના પ્રયત્નમા છે, તે માટે આ બધી બાબતોની જરૂર છે કેવળ કુદરતી અવસ્થા તેને શરમજનક લાગે છે કપડા ન હોય, વખતસર યોગ્ય ખોરાક ન મળે, રહેવાને ઘર ન હોય, પાસે કશો સગ્રહ ન હોય, સમાજમા પ્રતિષ્ઠા ન હોય વગેરે પૈકી કોઈ પણ સ્થિતિ તેને લજ્જાજનક લાગે છે કેવળ કુદરતી જીવન છોડી દીધેલુ હોવાથી તેની પ્રગતિ થયેલી છે અને તેમા તેને ધન્યતા જણાય છે આ દૃષ્ટિથી વિચાર કરતા જણાય છે કે કેવળ કુદરતના નિયમથી વર્તનારા મનુષ્ય સિવાયના બધા પ્રાણીઓ પ્રકૃતિગત પ્રેરણાઓ પ્રમાણે ચાલતા નજરે પડે છે તે પ્રકૃતિગત પ્રેરણાઓની વૃદ્ધિક્ષય કરવાન તેમના હાથમા નથી, તે વિષે તેમને કલ્પનાયે નથી પ્રકૃતિધર્મે

એ જ તેમની જીવનપદ્ધતિ અને જીવદશા એ જ તેમની ખરી અવસ્થા એમ કહીએ તો ભૂલ થશે નહીં તેના કરતા કેવળ કુદરતી અનુકૂળતા પર ન રહેતા પોતાની બુદ્ધિ ચલાવીને સુખસગવડાના સાધનો નિર્માણ કરનારી કેવળ મનુષ્યજાતિ જ જગતમા છે તે પૈકી કેટલાકનુ વલણ પ્રાકૃતિક અવસ્થા છોડી દઈને સુખસગવડોના સાધનો પેદા કરી અને તેમને વધારી તેમની મદદથી પ્રાકૃતિક પ્રેરણાઓને વધારે ને વધારે ઉત્તેજિત કરી જીવન વિલાસમય કરવા તરફ છે સુખોપભોગની ઉત્તાન મય અવસ્થા તેમના જીવનમા દેખાઈ આવે છે નૈસર્ગિક પ્રેરણાઓને ઉત્તાન અને ઉત્તેજિત કરીને જીવન વિલાસમય બનાવવુ એટલે સ્વાભાવિક પ્રેરણાઓને વિકૃત બનાવવી આ જીવનપદ્ધતિ મનુષ્યની અવનતિ કરી તેને માનવતા તરફ ન લઈ જતા દાનવતા તરફ લઈ જાય છે આમા વિકૃતિ પ્રધાનપણે હોઈ જન્મ તો મનુષ્યનો છે, પણ જીવ ના કાયમ જ હોય છે પરતુ જીવદશા છોડી દઈ ને જેમનુ વલણ પ્રકૃતિગત પ્રેરણાઓને શુદ્ધ અને ક્ષીણ કરવા તરફ હોય છે, સયમની મદદથી બિનજરૂરી પ્રેરણાઓનો સપૂર્ણ ક્ષય કરવાના પ્રયત્નમા જેઓ છે, તે માટે યોગ્ય સસ્કારોના જેઓ આગ્રહી હોય છે અને ઉદાત્ત ધ્યેય સિદ્ધ કરવા તરફ જેમની ગતિ હોય છે તેઓ માનવસસ્કૃતિના ઉપાસક હોય છે તેથી તેમના જીવનમા સસ્કૃતિ વ્યાપકપણે દેખાઈ આવે છે આ દૃષ્ટિથી વિચાર કરતા મનુષ્યેતર પ્રાણીઓની જીવનપદ્ધતિ તે પ્રકૃતિ, સ્વાભાવિક પ્રેરણાઓને ઉત્તેજિત કરનારી વિલાસયુક્ત જીવનપદ્ધતિ તે વિકૃતિ અને તેમને કાબૂમા રાખી ક્ષીણ અને પ્રસગે તેમનો નાશ કરી માનવતા સાધ્ય કરવા માટે જરૂરી પદ્ધતિ તે સસ્કૃતિ એવા ત્રણ ભેદો સ્પષ્ટપણે દેખાય છે જગતમા જુદા જુદા અનેક ધર્મો હોય તોપણ માનવજાતિ વિકૃતિ અને સસ્કૃતિ એ બે ભેદોમા વહેંચાયેલી છે આપણે પોતે પોતાને બાહ્યત ગમે તે ધર્મના કહેવડાવતા હોઈએ એ વાત ખરી પ્રગતિની કે માનવતાની દૃષ્ટિથી મહત્ત્વની નથી, કારણ કે તે પરથી આપણે માનવતાના ઉપાસક છીએ કે નહીં તે કરાની શકાય નહીં પરતુ આપણા જીવનનુ વલણ વિકૃતિ તરફ છે કે સસ્કૃતિ તરફ તે પરથી આપણો જીવનપ્રવાહ કઈ બાજુએ છે તે ઓળખી શકાશે

અંતર્મુખ થઈ શોધ લેતા જણાઈ આવશે કે આપણામાં કેવળ વિકૃતિ છે એવું નથી અથવા કેવળ સંસ્કૃતિ જ આપણા જીવનમાં ઠાંસીને ભરેલી છે એવું પણ નથી બંનેનું ઓછાવત્તા પ્રમાણમાં મિશ્રણ આપણામાં છે તેમાંયે વિકૃતિ છોડી દઈ, પ્રાકૃતિક પ્રેરણાઓને પણ શુદ્ધ અને ક્ષીણ કરતા, સંસ્કૃતિ વધારતા અને તે દૃઢ કરતા માનવતાની પૂર્ણતા તરફ આપણે જવાનું છે, એવું આપણે નિશ્ચયપૂર્વક સમજવું જોઈએ ચિત્તશુદ્ધિ અને સદ્ગુણોનો ઉત્કર્ષ એ માનવતાનું શિખર છે ત્યાં સુધી પહોંચવાની શક્તિ પરમાત્મા આપણને આપે

## ૯

## દુઃખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ

માણસ અને બીજા પ્રાણીઓ – બધાંમાં સુખદુઃખનું જ્ઞાન છે દુઃખનિવૃત્તિની ઇચ્છા અને સુખની ઇચ્છા એ પણ માણસની જેમ બીજા પ્રાણીઓમાં છે એમ દેખાય છે માણસમાં આ જ્ઞાન અને આ ઇચ્છા સ્પષ્ટપણે દેખાય છે. બીજા પ્રાણીઓમાં તે ઓછી સ્પષ્ટ એટલે કંઈક અંશે સુપ્તપણે હશે બીજા પ્રાણીઓમાં જ્ઞાન સ્પષ્ટપણે દેખાય છે, ઇચ્છા તેટલી સ્પષ્ટપણે દેખાતી નથી કદાચ તે તેમને માણસ જેટલી બતાવતાં આવડતી નહીં હોય અથવા આપણે તે સ્પષ્ટ સમજી શકતા નહીં હોઈએ એટલું જ. બાકી માણસ અને બીજા પ્રાણીઓમાં જ્ઞાન અને ઇચ્છા બંને છે. માણસનાં બુદ્ધિ અને મનનો વધારે વિકાસ થયેલો હોવાથી તેનામાં સુખદુઃખનું જ્ઞાન અને ઇચ્છા વધારે તીવ્રતાથી અને વિવિધ પ્રકારે હોય છે માણસમાંયે નાનપણમાં આ જ્ઞાન અને ઇચ્છાના પ્રસંગો ઓછા પ્રમાણમાં દેખાય છે જેમ જેમ મન અને બુદ્ધિનો વિકાસ થતો જાય છે, તેમ તેમ આ પ્રકારો વધારે અંગે અને વિવિધપણે થવા લાગે છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધની સંવેદનાઓ પાંચ જ્ઞાનેંદ્રિયો દ્વારા માણસને થાય છે તેમાંની અનુકૂળ કે પ્રતિકૂળ સંવેદનાઓ પ્રમાણે માણસને સુખ કે દુઃખની પ્રતીતિ થાય છે તે જ પ્રમાણે કેટલાક

માનસિક ભાવો, કઈક આનદ તો કઈક દુ ખ અને ક્ષોભ ઉત્પન્ન કરે છે એવુ માણસના અનુભવમા આવે છે માણસનો પ્રયત્ન દુ ખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ તથા તેની વૃદ્ધિ માટે સદૈવ ચાલુ છે બીજા પ્રાણીઓની બુદ્ધિ કેવળ નૈસર્ગિક અને મર્યાદિત હોવાથી તેમનામા તે વિષેના પ્રયત્નો અને પ્રયત્નની વૃદ્ધિ થઈ નથી માણસની બુદ્ધિ જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ શબ્દ, સ્પર્શ વગેરે બધા વિષયોના પ્રકારો તે વધારે છે તે તેમાના સુખાનુભવોને લે છે અને તેને લીધે થનારા દુ ખો ટાળવાના પ્રયત્નો કરે છે કુદરતી ધર્મને શક્ય તેટલો પોતાના કાબૂમા લાવીને તેનાથી દુ ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ કરવાના પ્રયત્નમા અનાદિ કાળથી તે છે તેના જ્ઞાનની વૃદ્ધિ પ્રમાણે આ માર્ગમા તેને કઈક યશ પણ મળે છે સૃષ્ટિના ધર્મોને માણસ પહેલાના કરતા હવે વધારે જાણવા લાગ્યો છે ભૌતિક શાસ્ત્રોની – વિજ્ઞાનની વૃદ્ધિ આજે ખૂબ ઝપાટાથી ચાલુ છે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, જળપ્રલય, અગ્નિપ્રલય, દુકાળ અને પહેલા અસાધ્ય મનાયેલા જુદા જુદા રોગોમાથી પોતાને બચાવવાના ઉપાયો માણસે પહેલાના કરતા આજે વધારે સાધ્ય કરેલા છે નવી નવી ઔષધિઓની શોધો થતી હોવાથી મરણસખ્યા ઓછી થાય છે દુનિયામા ગમે ત્યા માણસ આજે સહેજે થોડા વખતમા જઈ શકે છે જવા–આવવાના સાધનો વધ્યા છે કલ્પનાતીત પ્રમાણમા તેમની ગતિ વધતી ચાલી છે માણસ પૃથ્વીના પેટાળમા ઘણે ઊડે સુધી હવે જવા લાગ્યો છે પાણી પર અને અદર પણ તે આજે ગમે ત્યા જઈ શકે છે આકાશમા જવામા તેણે અતિશય ગતિ અને શક્તિ સિદ્ધ કરેલી છે અન્ન–ધાન્યનુ ઉત્પાદન, માણસને જરૂરી એવી વસ્ત્ર, પાત્ર વગેરે વસ્તુઓ અને બીજા જીવનોપયોગી પદાર્થો પહેલાના કરતા વધારે સખ્યામા અને થોડા સમયમા નિર્માણ થાય છે તે જ પ્રમાણે માણસનો સહાર કરવાના સાધનોની ભયકરતા, ઉગ્રતા અને વિધ્વસકતા એ બધુ પરાકાષ્ઠાએ પહોચ્યુ છે માણસની બૌદ્ધિક શક્તિનો આ આશ્ચર્યકારી પ્રભાવ છે અને આ બધી બાબતો માણસે દુ ખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિ અને વૃદ્ધિના હેતુથી પેદા કરી છે આ બધાની પાછળ માણસના હૃદયનો આ જ મુખ્ય હેતુ છે

માનવી સુખદુઃખોના કારણોના મુખ્યપણે ત્રણ પ્રકારો છે, એમ વિચાર કરતા જણાય છે નિસર્ગની અનુકૂળતા અને પ્રતિકૂળતા એ પહેલો પ્રકાર માણસ અને તેને ઉપયોગી થનારા અને ન થનારા પશુ વગેરે પ્રાણીઓ તરફથી મળતી અનુકૂળતા અને પ્રતિકૂળતા એ બીજો પ્રકાર અને માણસના પોતાના મનની સ્વાધીનતા કે પરાધીનતા એ ત્રીજો પ્રકાર મુખ્યપણે આ ત્રણ બાબતોમાથી જ માણસના સુખ-દુઃખના કારણો મળી આવે છે નિસર્ગ, સૃષ્ટિ અને પચમહાભૂતોના ગુણધર્મો જાણીને તેમની અનુકૂળતા પ્રાપ્ત કરીને પ્રતિકૂળતાથી પોતાનુ રક્ષણ કરવાનો ઉપાય માણસ શોધી કાઢે છે ગરમી, પવન, વરસાદ અને ટાઢીના ઉપદ્રવોથી બચવા માટે માણસ પહેલા ગુફાનો આશ્રય લેતો હતો અને વલ્કલનો ઉપયોગ કરતો હતો પછી વધેલા અને વધતા જતા જ્ઞાનથી ઝૂપડીઓ, ઘર વગેરે બાધીને તે પહેલી અડચણો-માથી નીકળી જઈ હવે સારી રીતે સુખસગવડમા રહેવા લાગ્યો છે ગમે તેવા વરસાદથી જરાયે ન ભીંજાતા મોટર, આગગાડી, સ્ટીમર અને વિમાનની મદદથી તે હવે સેંકડો માઈલ જઈ શકે છે આ રીતે જ્ઞાનથી પાચ મહાભૂતોને અનુકૂળ કરી લઈને તેની પ્રતિકૂળતામાથી, સૃષ્ટિના કોપમાથીયે તે પોતાને બચાવે છે જ્વાળામુખી અને ભૂકપ જેવી સૃષ્ટિની પ્રલયશક્તિમાથી પણ પોતાને બચાવવાના ઉપાય તેને કેટલેક અશે સિદ્ધ થયા છે આ પ્રમાણે દુઃખની નિવૃત્તિ સાથે જ સુખના વિવિધ પ્રકારો અને તેના સાધનો તેણે નિર્માણ કર્યાં છે અને તેમાથી મળતા સુખ શાશ્વત – નિદાન વધુ કાળ ટકાવવાનો માણસનો પ્રયત્ન ચાલુ છે અન્નધાન્ય અને ફળના બનાવેલા ખાદ્યપેય પદાર્થો લાબો કાળ ઉપભોગ્ય રહી શકે એવા પ્રયોગો થઈ રહ્યા છે માણસના રૂપ, રંગ અને શબ્દ નશ્વર છે શબ્દ તો તરત જ હવામા નાશ પામે છે પણ આ બધાને શાશ્વતપણ, ચિરતનપણ આપવાનો માણસનો પ્રયત્ન ચાલુ છે તે માટે જ કૅમેરા, ગ્રામોફોન, રેડિયો, સિનેમા જેવી કળાઓ તેણે નિર્માણ કરી છે આ કળાઓની શોધ બેત્રણ હજાર વર્ષ પહેલા થઈ હોત તો ગૌતમ બુદ્ધ અને મહાવીર જેવા પૂર્વે થઈ ગયેલા મહાન પુણ્યવાન પુરુષોના જીવનચરિત્ર આપણે જોઈ શક્યા હોત ગૌતમબુદ્ધ, મહાવીર,

શંકરાચાર્ય, જિસસ, મહમદ, જ્ઞાનેશ્વર કબીર, નાનક, તુકારામ અને રામદાસ વગેરેના પ્રવચનો અને સવાદો આજે આપણે સાભળી શક્યા હોત અશોક, હર્ષવર્ધન, રાણા પ્રતાપ અને શિવાજી છત્રપતિ જેવી પ્રતાપી વિભૂતિઓના કાર્યો આજે પ્રત્યક્ષ થતા હોય એમ આપણે જોઈ શક્યા હોત માણસ મર્ત્ય હોય અને તેની હાલચાલ, તેના હાવભાવ, તેના શબ્દો – એ બધુ ક્ષણભગુર હોય તોયે તેમને જુદી રીતે અમર અને ચિરતન કરી રાખવાનો માણસ પ્રયત્ન કરે છે પોતાને અનુકૂળ હોય તેવા સૃષ્ટિના ગુણધર્મોને પોતાની જરૂરિયાત પ્રમાણે જાગ્રત કરીને, તેમને વધારીને તેમનો પોતાના સુખ માટે ઉપયોગ કરવા તરફ માણસ નિરતર પ્રયત્નશીલ છે અને તે સાથે પ્રતિકૂળ ગુણધર્મોને દૂર કરવાનુયે તે સાધે છે તેમા વધતી રહેલી વિધ્વસક શક્તિ પણ સુખના ચિરતનપણા માટે જ તે ઉપયોગમા લે છે

બીજા પ્રકારનો પ્રયત્ન એટલે માણસોની અને બીજા પ્રાણીઓની અનુકૂળતા પ્રાપ્ત કરી લઈ પ્રતિકૂળતા ટાળવાનો આ પ્રયત્નમાથી જ પોતાને સુખ આપનારા માણસોનુ અને બીજા પ્રાણીઓનુ પાલન, પોષણ વર્ધન અને રક્ષણ તથા હિસ્ર પ્રાણીઓનો અને પોતાના સુખનો નાશ કરનારા અને પોતાને દુખ દેનારા માણસોનો સહાર – આ પ્રકાર નીકળેલા છે આ પ્રયત્નમાથી જ એકાંગીપણા કરતા સઘ કરીને રહેવામા સુરક્ષિતતા અને નિર્ભયતા વધારે છે, સુખાનુભવ વધારે છે એ માણસ સમજ્યો વાત્સલ્ય, પ્રેમ, કૃતજ્ઞતા અને ઉદારતા – એ ભાવો આ જ અવસ્થામા માણસના મનમા જાગ્રત થયા તેમાથી જ તેને સઘ શક્તિ વધારવાની કલ્પના સૂઝી અને તેમાથી જ આગળ કુટુબ, જાતિ, ગામ, પ્રાત, દેશ અને રાષ્ટ્ર એમ એક કરતા એક વધારે વ્યાપક અને બળવાન સસ્થાઓ માનવસૃષ્ટિમા નિર્માણ થઈ વ્યાપકતાના પ્રમાણમા માણસમા ત્યાગ, ધૈર્ય, શૌર્ય, સાહસ વગેરે ભવ્ય ભાવો પેદા થતા ગયા પોતાના પ્રાણ આપીને પણ પોતાના માનેલાઓનુ પાલન, પોષણ, વર્ધન અને રક્ષણ કરવા જેટલા તે ભાવો પરાકાષ્ઠાએ પહોચ્યા પોતાપણાની મૂળ સકુચિત વૃત્તિમાથી સવશક્તિમાના સામર્થ્યના અનુભવ પરથી ભાવો જાગ્રત થયા ભાવજાગૃતિ અને તેની વૃદ્ધિમાથી વ્યાપકતા

આપસમાં એકતા નિર્માણ થશે. આપણાં સુખદુઃખનાં કારણોના પ્રકારોમાં આપણી એકબીજાની એકબીજાને અનુકૂળતા અને પ્રતિકૂળતા એ એક મહત્ત્વનો પ્રકાર છે. અનુકૂળતા વધારીને પ્રતિકૂળતાનો નાશ કરવો એ આપણું કર્તવ્ય છે, તેથી આપણે તે વિષે વિવેકપૂર્વક અને સાવધપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ.

વધતી ગઈ અને વ્યાપકતા સાથે ભાવનાઓની વૃદ્ધિ થઈ. આ પ્રમાણેના અન્યોન્ય સબંધમાંથી માનવજાતિ આજે આટલી વિશાળ થયેલી છે. નાની નાની કુટુંબ-સંસ્થામાંથી આગળ વિશાળ કુટુંબો નિર્માણ થયાં. અનેક કુટુંબોની મળીને જાતિ, અનેક જાતિઓ મળીને ગામ – આ ક્રમે એક કરતાં એક વધારે વ્યાપક અને સમર્થ એવી સમાજરૂપી સંસ્થાઓ બનતી ગઈ. તે બધાનો મળીને કોઈ વાર પ્રાંતના તો કોઈ વાર દેશના, કોઈ વાર ભાષાના તો કોઈ વાર ધર્મના રક્ષણ કે અભિમાનના નિમિત્તે મહાન માનવસમાજ બનતો આવ્યો છે. આ પ્રકારની દરેક ઘટનાના પ્રસંગે પોતાના તરીકે માનેલા મર્યાદિત સમાજનાં પાલન, પોષણ અને રક્ષણ માટે માણસ પ્રેમ, સ્વાર્થત્યાગ અને ઉદારતાથી વર્તતો આવ્યો છે અને પારકા તરીકે માનેલા માનવસમૂહ કે સમાજ સાથે પોતાની બધી ઉગ્ર અને વિનાશક વૃત્તિઓ અને શક્તિઓથી તે ઝઘડતો આવ્યો છે. આ રીતના 'આપ-પર' ભેદમાંથી કુટુંબથી માંડીને રાષ્ટ્ર કે ખંડ સુધીના મિત્ર અને શત્રુભાવ પેદા થયેલા છે. આમાંથી કુટુંબથી માંડીને રાષ્ટ્ર સુધી જુદા જુદા વ્યાપક સ્વરૂપના સંપ્રદાયો અને ધર્મો નિર્માણ થયેલા છે. સંપ્રદાય કે ધર્મની ઉત્પત્તિ પ્રથમ પરલોકના સુખ કે કલ્યાણના હેતુથી થઈ હોય તો તે સંપ્રદાય કે ધર્મને માનનારાઓની પહેલી દૃષ્ટિ ઇહલોકના દુ:ખમાંથી મુક્તિ અને સુખની પ્રાપ્તિ અને વૃદ્ધિ પર જ હોય છે. અને આ હેતુ સાધ્ય થાય તે માટે પ્રત્યેક ધર્મસ્થાપકે અને સંપ્રદાય-પ્રવર્તકે સંગઠન પર ઘણો ભાર મૂકેલો છે એમ જણાઈ આવે છે. કેવળ પરલોકના કલ્યાણ માટે સંગઠન કે વધારે લોકસંખ્યાની કદીયે જરૂર હોતી નથી. આ પરથી વિચાર કરતાં લાગે છે કે કોઈ પણ સંસ્થા હોય, પછી તે રાજકીય, સામાજિક કે ધાર્મિક હોય તેને લોકશક્તિ અને તે માટે સંગઠનની જરૂર હોય છે. ઇહલોકમાં આ જન્મમાં જ દુ:ખ-નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ, સ્થિરતા અને શાશ્વતિ – આ મુખ્ય માનવી સ્વભાવસિદ્ધ ઇચ્છામાંથી કુટુંબથી લઈને સંપૂર્ણ માનવજાતિના ઐક્ય સુધીની કલ્પના અને ભાવના નિર્માણ થયેલી છે. માણસમાં પરસ્પરના પ્રતિકૂળ ભાવો જેમ જેમ નાશ પામશે અને અનુકૂળ ભાવો નિર્માણ થઈ વધતા જશે, તેમ તેમ

આપસમા એકતા નિર્માણ થશે આપણા સુખદુ ખના કારણોના પ્રકારોમા આપણી એકબીજાની એકબીજાને અનુકૂળતા અને પ્રતિકૂળતા એ એક મહત્ત્વનો પ્રકાર છે અનુકૂળતા વધારીને પ્રતિકૂળતાનો નાશ કરવો એ આપણુ કર્તવ્ય છે, તેથી આપણે તે વિષે વિવેકપૂર્વક અને સાવધપણે પ્રયત્નશીલ રહેવુ જોઈએ

સુખદુ ખના કારણો પૈકી ત્રીજો પ્રકાર પોતાના મનની સ્વાધીનતા અને પરાધીનતા છે માણસના સુખદુ ખો માટે જે પ્રમાણે નિસર્ગની, માનવસમાજ અને બીજા પ્રાણીઓની અનુકૂળતા અને પ્રતિકૂળતા કારણ છે, તે પ્રમાણે પોતાના મનની સ્વાધીનતા અને પરાધીનતા પણ ઘણી વેળા કારણભૂત હોય છે પહેલા બે પ્રકારના કારણો એ બાહ્ય કારણો છે પરતુ માણસનુ મન અને તે સાથે જ તેનુ શરીર એ તેની પાસેના અને પોતાની અદરના કારણો છે મનની સ્વાધીનતા સાથે જ શરીરની સ્વાધીનતા પણ માણસે પ્રાપ્ત કરવી જરૂરી છે બાહ્ય વસ્તુઓ માણસને અનુકૂળ હોય કે ન હોય, પરતુ પોતાનુ શરીર અને પોતાનુ મન તો તેને અનુકૂળ થવા જ જોઈએ તે વગર તે દુ ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ કરી શકશે નહીં બાહ્ય પ્રતિકૂળતાઓ તે ટાળે અને અનુકૂળતાઓ પ્રાપ્ત કરે તોયે પોતાના પ્રયત્નમા જો તેનુ શરીર અને મન માણસને અનુકૂળ ન થાય તો તેનો કશો ઉપયોગ નથી માણસના કાન, ચામડી, આખ, જીભ, નાક એ જ્ઞાનેંદ્રિયો અને બીજી કર્મેંદ્રિયો શુદ્ધ અને કાર્યક્ષમ ન હોય તો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધમાના સુખદાયક પ્રકારોનુ તેને જ્ઞાન થશે નહીં તે જ પ્રમાણે કોઈ પણ સુખદુ ખની પ્રતીતિ જેની દ્વારા થાય છે તે મન જ જો શુદ્ધ ન હોય તો કેવળ બાહ્ય વસ્તુથી માણસ સુખી થઈ શકશે નહીં આ બધી વાત જાણીને માણસે પોતાના સુખદુ ખના સાચા કારણો શોધી કાઢવા જોઈએ માણસના અહમાર કે અવિવેકને લીધે પોતાના કોઈ પણ દુ ખ માટે તે (તેનુ નાલાયક શરીર કે તેનુ અશુદ્ધ મન અથવા દોષ) કારણ ન હોઈ બીજા જ કોઈ કારણ છે એમ તેને લાગે છે અહકારને લીધે શરીરની અપાત્રતા, બુદ્ધિની મદતા, મનની મલિનતા અને પોતાના દોષ માણસના લક્ષમા જ આવતા નથી અને કદાચ

કોઈ આ બાબતો તેના લક્ષમાં લાવે તોયે પોતામાં તેનો દોષ ન સમજતાં પોતાના નસીબને – પોતાના કર્મને એટલે પૂર્વજન્મના કર્મને દોષ દઈ માણસ મોકળો થાય છે. ગમે ત્યાંથી હાલનો 'હું' આ દુઃખ માટે કારણ નથી, પૂર્વજન્મનો 'હું' કારણ હશે કદાચ. એટલી કબૂલાત કરવા તે લાચારીથી તૈયાર થાય છે. અને સુખની બાબતમાં પોતાનો પુરુષાર્થ, પોતાના અનેક સદ્‌ગુણો કેવળ બધી રીતે કારણ છે એમ પણ અહંકારને લીધે તે દૃઢપણે માને છે. અહંકારને લીધે માણસની સદસદ્‌-વિવેકબુદ્ધિ પક્ષપાતરહિત રહી શકતી નથી. તેનામાં સમતોલપણું રહેતું નથી. સત્ય પર તે ટકી શકતો નથી. પણ મન સ્વાધીન રાખવાની બાબતમાં પોતાને નડતા આ મહાન દોષો છે એ વાત માણસના લક્ષમાં આવે એ જરૂરી છે. તે માટે તેણે પ્રથમ પોતાના દોષો શોધવાનું *શીખવું* જોઈએ. કોઈ પણ અપ્રિય વાત બની આવે ત્યારે તેનાં સાચાં કારણો શોધી કાઢવાની માણસે પોતાને ટેવ પાડવી જોઈએ. અને તે પ્રયત્નમાં તેણે પ્રથમ પોતાથી – પોતાની બાજુથી શોધવાની શરૂઆત કરવી જોઈએ. આ પ્રયત્નમાં પોતાને વિષે ન્યાયનિષ્ઠુર થયા વગર આ વાત તે સાધી શકશે નહીં. આપણા બધાની દૃષ્ટિ મોટે ભાગે બહિર્મુખ હોવાથી આ વિષયમાં આપણા તરફથી ભૂલો થાય છે એ માણસે લક્ષમાં લઈને હંમેશાં અંતર્મુખ થઈ પોતાના તરફથી થતી ક્રિયાઓ અને વિચારોને તપાસવાની ટેવ તેણે પોતાની જાતને પાડવી જોઈએ. અંતર્મુખતા એ અરીસા પ્રમાણે છે. માણસ કેટલોયે જ્ઞાની અને હોશિયાર હોય તોયે પોતાના મોંને શું લાગેલું છે તેને તે સમજી શકતો નથી. પણ અરીસામાં જોયા પછી એકાદ મૂર્ખ પણ તે બાબતમાં પોતા વિષે જાણી શકે છે. સુખદુઃખનાં સાચાં કારણો જ માણસ ન સમજે તો તે વિષે હંમેશાં ઊલટી દિશાથી તે પ્રયત્ન કરતો રહેવાનો. અને ખરેખર માણસ તરફથી કેટલીક બાબતોમાં હજુયે કેવળ ઊલટી દિશાથી પ્રયત્ન થતા આવ્યા છે. તેથી જ આ પ્રયત્નમાં પોતાના મનની સ્વાધીનતાનું મહત્ત્વ માણસના લક્ષમાં આવવું જોઈએ. સુખદુઃખની પોતે બનાવેલી વ્યાખ્યા પણ તેણે બરાબર તપાસવી જોઈએ. પોતાની વાસ્તવિક જરૂરિયાતો કઈ અને પોતાની અભિલાષાઓ કઈ તે તેણે

તપાસવું જોઈએ. પોતાની આવશ્યકતાઓ અને પોતાની ઇચ્છા, વાસના, આશા અને તૃષ્ણા વચ્ચેનો ફરક તેના ધ્યાનમા આવવો જોઈએ આપણે જેને દુઃખ સમજીએ છીએ તેમા ખરેખર દુઃખનો સબધ ન હોઈ પોતે માનેલા સુખવસ્તુપણાને લીધે કેટલીક સગવડોના અભાવને આપણે દુ ખ સમજીએ છીએ કે કેમ તે તેણે શોધવુ જોઈએ સુખને તપાસતા એ સુખ છે કે સ્વચ્છદ છે, સુખવસ્તુપણામા સદાચાર કેટલો અને દુરાચાર કેટલો એ બધાની શોધ કરતા તેને આવડવુ જોઈએ. મનની સ્વાધીનતા સાધવી હોય તો વિવેક અને સયમનો આશ્રય લીધા વગર તે સાધી શકાશે નહીં. સયમના અભાવે સહન કરવા પડતા દુ ખો સયમથી જ ટાળતાં આવડવા જોઈએ. શરીર, બુદ્ધિ અને મનની શક્તિઓનો તથા તેના પાવિત્ર્યનો નાશ કરનારા સુખોને માણસે સ્વચ્છદ સમજીને તેને દૂર કરવાથી જ સાચુ સુખ પ્રાપ્ત થશે એ તેણે લક્ષ્યમા લેવુ જોઈએ. તો જ મનની સ્વાધીનતાનુ મહત્ત્વ તે સમજશે અને તે માર્ગે તે સુખદુઃખ વિષે પ્રયત્નશીલ રહેશે.

દુ ખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિના પ્રયત્નમા આજે આપણે નિસર્ગની બધી પ્રતિકૂળતાઓ ટાળીને અનુકૂળતા સાધવા પાછળ છીએ માણસ અને બીજા પ્રાણીઓ તરફથી થતી પ્રતિકૂળતાઓ ટાળીને અનુકૂળતા પ્રાપ્ત કરવાના પ્રયત્નમા જ આપણે કુટુબથી લઈને બધી માનવજાતિનો સમાવેશ થઈ શકે એવી સામાજિક, રાજકીય અને ધાર્મિક સસ્થાઓ નિર્માણ કરી છે આ પ્રયત્નમા, માણસને કઈક અશે સયમ, ત્યાગ, સદાચાર, પ્રેમ વગેરેની ઉપાસના કરવી પડી છે અને પડે છે અને તેને લીધે જ મનની સ્વાધીનતા કઈક અશે તે સાધી પણ શક્યો છે, કારણ કે તેટલી સ્વાધીનતા સાધ્યા વગર સમાજ એકત્ર બની વ્યવહાર ચાલી શકવાનો જ નહીં પરતુ તેટલી સ્વાધીનતા સિદ્ધ કર્યાથી પોતાનુ જીવનવિષયક કર્તવ્ય પૂરુ થયુ એમ માણસે સમજવુ ન જોઈએ. કેવળ દુઃખનિવૃત્તિ અને સાચુ સુખપ્રાપ્તિ એ માનવી જીવનનો હેતુ ન હોઈ તેના કરતા કોઈ શ્રેષ્ઠ અને ઉદાત્ત હેતુ માટે આપણો જન્મ છે. જેટલે અશે આપણે મનની સ્વાધીનતા સાધી શકીએ, તેટલે અશે સહજ પ્રસન્નતા આપણે પ્રાપ્ત કરી શકીશુ. માનવતાના માર્ગમા આપણે તેટલા જ

આગળ વધી શકીશુ, ઉન્નત થઈ શકીશુ સ્વાધીનતા સાધવા પાછળ આ ઉદ્દેશ હોવો જોઈએ બાહ્ય સુખની લાલચથી કે દુ ખના ભયથી જે સ્વાધીનતા આપણને પ્રાપ્ત થાય છે તે આપણો સ્વભાવ બની રહેતી નથી કારણ બાહ્ય વસ્તુઓની લાલચ કે દબાણથી લાચારીએ તે પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ તેને લીધે સયમ ત્યાગ અને પ્રેમ એ આપણો સ્વભાવ બની શકતો નથી અને એવો આપણો સ્વભાવ બન્યા વગર આપણે માનવતા સિદ્ધ કરી શકીશુ નહીં તે માનવતા સાધ્ય કરવી એ જીવનનો મુખ્ય હેતુ છે દુ ખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિની ઇચ્છા બધા પ્રાણીઓમા છે માણસમાયે કેવળ તેટલી ઇચ્છા હોય અને જીવનભર તે માટે તે પરિશ્રમ કરે તો તેને લઈને માણસની કિંમત વધતી નથી દુ ખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિના પ્રયત્નમા માનવી સસ્કૃતિનો વિકાસ સાધતા રહેવુ એ જીવનની દૃષ્ટિએ મુખ્ય અને મહત્ત્વની બાબત છે અને એ વિકાસ કેટલો સધાયો છે એ પર માણસની કિંમતનો આધાર છે તે વિકાસ સાધવા માટે ક્યારેક માણસે પોતે થઈને પોતાની ખુશી અને સતોષથી દુ ખ સહી લેવુ જોઈએ, તો ક્યારેક ન્યાય અને ઉચિત સુખનો ત્યાગ કરવો જોઈએ એવે સમયે સહન કરવા પડતા દુ ખોને અને સુખત્યાગને દુ ખ ન માનતા માનવતાની સાધના માનવી એ યોગ્ય થશે તે દુ ખ અને ત્યાગમા કષ્ટો પડશે પણ તેવી સ્થિતિમા મનમા લાચારી અને દીનતાનો ભાવ ન હોઈ ગૌરવ અને ધન્યતાનો ભાવ હશે એમા શકા નથી મા ગસ ા સુખદુ ખના કારણોના ત્રણ પ્રકાર મેં પહેલા જ કહ્યા છે તેમા મનની સ્વાધીનતાનો પ્રકાર મહત્ત્વનો છે, એ વાત ધ્યાનમા લઈને આપણે દુ ખનિવૃત્તિ અને સુખપ્રાપ્તિના પ્રયત્નમા તે પર વિશેષ ભાર આપવો જોઈએ બીજા બે પ્રકારોમા માણસે યશ સપાદન કર્યો છે તે તેને ધન્યતા આપવા જેવુ છે તોપણ માણસે તે ધન્યતાના ઉભગમા માનવતા માટે ખાસ જરૂરી એવી મનની સ્વાધીનતા વિસારે ન પાડવી જોઈએ, એ જ નમ્રતાપૂર્વકની સૂચના છે

૧૦

# માનસિક નીરોગિતા

શારીરિક સૌંદર્યની દૃષ્ટિથી આરોગ્ય એ જેમ મુખ્ય બાબત છે તેમ માનવતાની દૃષ્ટિથી માનસિક નીરોગિતા એ મહત્ત્વની બાબત હોવાથી તેને જ પ્રાધાન્ય આપવું યોગ્ય છે કેવળ શારીરિક વજન કે હૃષ્ટપુષ્ટતા પર જેમ શારીરિક આરોગ્યનો આધાર નથી તેમ ધન સત્તા, વિદ્યા, કળા કે પ્રતિભા પર માનસિક આરોગ્યનો આધાર નથી બાળક બીજાઓના પ્રમાણમા નાનુ હોય, તેની શક્તિ બીજાઓના પ્રમાણમા ઓછી હોય તોયે તે નીરોગી હોય છે અને બીજાઓમા શક્તિ હોય છતા તેઓ નીરોગી ન હોય એવો સભવ છે તે પ્રમાણે જેઓ માનસિક નીરોગી હોય તેમની પાસે ધન, વિદ્વત્તા, બળ, પ્રતિભા જેવી કોઈ વિશેષતા ન હોય તોયે તેમનુ મન નિર્મળ હશે નિર્મળ મનમા વાસ કરનારી દયા, ક્ષમા અને શાતિ તેમની પાસે હશે એટલે એકદરે તેમનામા માનવતા હશે અને ધન વગેરે હોય તેમની પાસે માનસિક નીરોગિતા ન પણ હોય પરમાત્માએ આપણને સકલ્પશક્તિ આપી છે એ તેની આપણા પર મહાન કૃપા છે તેને લીધે આપણે પોતા માટે કેટલાયે મહાન સકલ્પ કરીને તે પાર પાડી શકીએ છીએ ઇચ્છા હોય તો આપણે ધનવાન, સામર્થ્યવાન, વિદ્વાન, કળાવત અને વિજ્ઞાનસપન્ન થઈ શકીએ અને ઇચ્છીએ તો આપણે સજ્જન થઈને માનવતા સિદ્ધ કરી શકીએ આ પ્રકારની શક્તિ પરમાત્માએ આપણને આપેલી છે તે આપણા દરેકમા સુપ્તપણે વાસ કરે છે દૃઢ સકલ્પથી તે શક્તિને આપણે જાગ્રત કરવી પડે છે સકલ્પથી અને તે પ્રકારના દૃઢ પ્રયત્નથી માણસ પોતાને જોઈએ તે સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે ધનની પાછળ લાગેલા અઢળક ધન પ્રાપ્ત કરી શકે છે વિદ્યાની પાછળ લાગેલા વિદ્વાન થાય છે બળના ઉપાસક બળવાન થઈ શકે છે તે પ્રમાણે માનવતા પ્રાપ્ત કરવાની ઇચ્છા કરનારાઓ પણ પોતાના પ્રયત્નમા સફળ થાય છે સકલ્પ પ્રમાણે સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે પુરુષાર્થની જરૂર છે કોઈ પણ સિદ્ધિ પુરુષાર્થ વગર પ્રાપ્ત થઈ શકતી નથી ગીતાના સોળમા અધ્યાયમ્

દૈવી અને આસુરી સપત્તિના લક્ષણો કહ્યા છે તેની આસુરી સપત્તિ પ્રાપ્ત કરવા માટે પણ પુરુષાર્થની જરૂર છે માનવતા કેવળ પુરુષાર્થ પર અવલબેલી નથી તેની પ્રાપ્તિ માટે પુરુષાર્થની સાથે જ માનસિક નીરોગિતા એટલે પવિત્રતાની જરૂર છે તેથી માનવતાની દૃષ્ટિએ માનસિક નીરોગિતા એ મહત્ત્વની બાબત છે તેની પ્રાપ્તિ માટે જીવન વિષેના આપણા સકલ્પમા પવિત્રતા હોવી અત્યત જરૂરી છે

મનુષ્યસ્વભાવ કુદરતથી કહો કે પરપરાને લીધે કહો, સહેજે ભોગાસક્ત હોવાથી તેની ચિત્તવૃત્તિનો પ્રવાહ તે પ્રમાણે ચાલતો હોય છે મનના સકલ્પ તે દિશામા ચાલતા હોય છે તેથી ધન, વિદ્યા અને કળા તરફ સ્વાભાવિક રીતે તેનુ ચિત્ત આકર્ષાય છે તેમની પ્રાપ્તિથી સુખી થવાનો તેનો હમેશ પ્રયત્ન હોય છે તે બાજુના પ્રયત્નમા સિદ્ધિની દૃષ્ટિથી તેને કદી અશક્યતા જણાતી નથી હાલ વિજ્ઞાનની વૃદ્ધિ પણ આ જ કારણને લઈને થાય છે મનુષ્યની તે દિશા તરફ સહજ પ્રવૃત્તિ છે એ તેનુ મૂળ કારણ છે તે પ્રયત્નમા આજે તે અસાધારણ પુરુષાર્થ કરે છે માનસિક ઉન્નતિના હેતુથી મનુષ્ય હજુ એટલો પ્રયત્નશીલ થયો નથી તે બાજુથી તેનો પુરુષાર્થ વધ્યો નથી એટલે માનસિક ઉન્નતિની વાત તેને અશક્ય લાગે છે પરતુ મનુષ્ય પોતાની સકલ્પ શક્તિનો ઉપયોગ તે દિશાએ કરતો રહે અને યોગ્ય માર્ગે પ્રયત્નશીલ રહે તો પોતાનુ માનસિક આરોગ્ય સાધીને, માનવતામા ઉન્નત થઈ શકે પોતાની સુપ્ત શક્તિને તેણે તે હેતુથી જાગ્રત કરવી જોઈએ પોતાની ભોગાસક્ત વૃત્તિને ઓળખીને તેણે પહેલેથી સાવધપણે પવિત્ર અને ઉચ્ચ સકલ્પ ધારણ કરવો જોઈએ દૃઢ નિશ્ચય, સયમ અને પવિત્રતા પર શ્રદ્ધા, સત્ય અને સદ્‌ગુણો પર નિષ્ઠા, પરમાત્મા અને માનવતા પર વિશ્વાસ એ બધાને લીધે પોતાના સકલ્પમા બળ લાવવુ જોઈએ આવા સતત પ્રયત્નથી તેની સકલ્પશક્તિ વધતી જઈને તેનું સત્કર્મરૂપે પ્રગટીકરણ થતુ રહેશે અને તે પ્રગટીકરણ તેના પોતાના અને બીજાઓના જીવનમા સુખ અને શાતિ પેદા કરશે માનવી જીવન આ સિદ્ધિ માટે છે આના કરતા કોઈ પણ સિદ્ધિ ઓછા મહત્ત્વની છે આ માટે જ માનસિક નીરોગિતાની જરૂર છે

શરીરની બાજુથી શારીરિક આરોગ્ય જરૂરનું છે તે પ્રમાણે માનવતાની દૃષ્ટિથી માનસિક નીરોગિતા જરૂરી છે. તે નીરોગિતા ન હોય તો ધન, વિદ્યા અને સામર્થ્ય જેવી બીજી કોઈ પણ વિશિષ્ટતા મનુષ્યનું કે માનવજાતિનું કલ્યાણ કરી શકતી નથી. આવી નીરોગિતા સિવાય બીજી કોઈ પણ વિશિષ્ટતાનો સદુપયોગ થઈ શકતો નથી. જે વિશિષ્ટતા માનવતાનો હ્રાસ કરે છે તેનાથી માનવજાતિનું કલ્યાણ થવુ શક્ય નથી; તેથી માનવતાનો વિકાસ કરનાર વિશિષ્ટતાને આપણે મહત્ત્વ આપવું જોઈએ. તે માટે આપણે સતત પ્રયત્નશીલ રહી પુરુષાર્થી બનવું જોઈએ. આ બધી બાબતો સિદ્ધ કરવા માટે આપણે પહેલેથી જ જીવનવિષયક ઉચ્ચ આદર્શ ધારણ કરવો જોઈએ. આસુરી સંપત્તિને માર્ગે ન જતાં સજ્જનતાના—માનવતાના માર્ગે જવાનો આપણો નિશ્ચય હોવો જોઈએ. પોતાની આદર્શ કલ્પનાનો વ્યવસ્થિત નકશો આપણા ચિત્તમાં હંમેશ રહેવો જોઈએ. ઘર બાંધવાનું નક્કી થયા પછી તેનું કલ્પનાચિત્ર આપણા ચિત્તમાં પ્રથમ તૈયાર થાય છે અને ત્યાર પછી તે જાતનો નકશો કાગળ પર તૈયાર કરવામાં આવે છે. ઘર પૂરું થાય ત્યાં સુધીના તે વિષયના વધતા જતા જ્ઞાનથી મૂળ કલ્પનામાં ઇષ્ટ એવો ફેરફાર થતો જાય છે. પહેલાંના નકશામાં ફરક પણ પડે છે, અને છેવટે ઉત્તમ પ્રકારનું સગવડવાળું ઘર તૈયાર થાય છે. ચિત્ર કાઢનાર ચિત્રકાર અને મૂર્તિ ઘડનાર શિલ્પકારને પણ પોતાના ચિત્તમાં પોતપોતાના સાધ્યનું કલ્પનાચિત્ર બનાવવું પડે છે; એટલુ જ નહીં પણ ધનની પાછળ લાગી ધનપતિ થવાની ઇચ્છા રાખનાર, બળની ઉપાસના કરી બળવાન થવાનો પ્રયત્ન કરનાર અથવા કોઈ પણ વિશિષ્ટતા પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર એ પૈકી દરેકને પોતપોતાનાં ઇષ્ટ અને વિશિષ્ટતાનું ચિંતન કરવું પડે છે. તે ચિંતનમાં જ તે તે ઇષ્ટ અને વિશિષ્ટતાનો નકશો તેના ચિત્તમાં તૈયાર થાય છે. પોતપોતાના આદર્શ પ્રમાણે દરેક જણ પ્રયત્નશીલ રહી તેમાં યશસ્વી થાય છે. માનવતાનો આદર્શ જેણે દૃઢ કર્યો હોય છે તેને પણ તે પ્રમાણે હમેશાં ચિંતનશીલ અને પ્રયત્નશીલ રહેવું પડે છે. અને તે પ્રમાણે રહીને તે તેમાં છેવટે યશસ્વી થાય છે.

આ રીતે આ માર્ગમા યશસ્વી થવા માટે આપણને માનસિક નીરોગિતાની ઘણી જરૂર છે મનની નિર્મળતા અને સદ્ગુણયુક્ત પુરુષાર્થ એ નીરોગિતાના લક્ષણ છે આ નીરોગી અવસ્થામા જ માનસિક પાવિત્ર્ય વધતુ જાય ે જીવનના બધા વ્યવહારોમા શુદ્ધિ આવે છે આ અવસ્થામા જ માણસમા પ્રાણીમાત્ર વિષે પ્રેમ, નિ સ્વાર્થતા, ક્ષમા અને શાતિ રહી શકે છે આ અવસ્થામા જ માણસ નિરહકારી રહી શકે છે કરુણા તેનો સહજસ્વભાવ થાય છે નિર્વૈરતા આ અવસ્થામા જ સધાય છે પોતાનુ અને માનવજાતિનુ કલ્યાણ કરવાનુ સામર્થ્ય આ અવસ્થામા જ તેને પ્રાપ્ત થાય છે એકદરે માનવધર્મ પ્રમાણે તે ત્યારે જ વર્તી શકે છે પ્રયત્ન કરવાથી પોતાની ઇચ્છા પ્રમાણે, સકલ્પ પ્રમાણે સિદ્ધિ પ્રાપ્ત કરવાની જે શક્તિ પરમાત્માએ આપણને આપી છે, તેનો ઉપયોગ માણસે આ અવસ્થા માટે કરવો યોગ્ય છે પરમાત્માએ આપેલી ભેટનો ઉપયોગ માનસિક નીરોગિતા સાધીને માનવતાની સિદ્ધિ માટે જ કરવો જોઈએ

## ૧૧

## ભક્તિનું શુદ્ધ સ્વરૂપ

*अध्यात्ममा सामुदायिक भावनाओना अभाव*

કેવળ પોતાની જ ઉન્નતિની દૃષ્ટિએ વિચાર કરવાથી આજે આપણુ નહીં ચાલે પોતાનો વિચાર કરતી વખતે આપણે સમાજનો પણ વિચાર કરવો જરૂરી છે અને તે જ આપણો ધર્મ છે આપણામા ઘણા લાબા સમયથી સામુદાયિક હિતની દૃષ્ટિથી વિચાર કરવાની પદ્ધતિ જ લુપ્ત થયેલી હોવાથી જે રાષ્ટ્રીય અને માનવજાતિના કલ્યાણ વિષેની ભાવનાઓની આપણને જરૂર છે તેના મૂળ હજી આપણા ચિત્તમા જામી શકયા નથી જીવનના કોઈ પણ ક્ષેત્રમા એકલાના જ કલ્યાણની દૃષ્ટિથી વિચાર કરવાનુ આપણને શિક્ષણ

મળેનુ છે એ તેનુ મરણ છે તે જ આપણો સ્વભાવ થઈ ગયેલો છે વ્યવહારમા શુ કે આપણા માનેલા પરમાર્થમા શુ 'જગતમા કોઈ કોઈનુ નથી' 'જગતમા આપણે એકલા જ આવ્યા છીએ અને આપણે એકલા જ જવાના છીએ' એ જ સર્વોત્તમ સૂત્ર માનીને તેને આપણે આપણા જીવનનો હેતુ ઠરાવી વર્તીએ છીએ વ્યવહારમા હોઈએ તો ધન વૈભવ સત્તા કે સામર્થ્ય પ્રાપ્ત કરીને સ્વાર્થ સાધીએ છીએ અને પરમાર્થ તરફ વળીએ તો ઈશ્વરપ્રાપ્તિ, આત્મપ્રાપ્તિ કે મોક્ષની પાછળ કેવળ પોતાના શ્રેયની ઇચ્છાથી નાગીએ છીએ વ્યવહાર કે પરમાર્થમા બીજાઓ વિશે વિચાર કરવાનો આપણામા સસ્કાર જ ન હોવાથી સામાજિક અને રાષ્ટ્રીય કાર્યો વિશે આપણા શ્રેષ્ઠ પુરુષો આપણને આગ્રહપૂર્વક ફરીફરીને કહ્યા કરે છે છતાયે તે તરફ આપણુ મન વળતુ નથી આપણુ તત્ત્વજ્ઞાન, ભક્તિ યોગ વગેરે માનવીઉન્નતિના માર્ગો જોઈએ તો તેમા વ્યક્તિ વિષેના કલ્યાણની જ કલ્પના દેખાય છે સસારમા આસક્તિ છે ત્યા સુધી તે આસક્તિના પરિણામ આપણા સ્ત્રી બાળકોને કેટલા સહન કરવા પડે છે તેનો આપણે કદી વિચાર કરતા નથી અને કોઈ કારણસર ભય ઈશ્વરપ્રાપ્તિના આનદની અભિલાષા, વૈરાગ્ય કે ભક્તિ આપણામા પેદા થાય તો તે ભાવનાઓના શમન કરવા માટે સસાર છોડીએ છીએ ત્યારે સ્ત્રીબાળકોની શી દશા થશે તેનોયે વિચાર આપણા મનમા કદી આવતો નથી ઊલટુ એ પ્રકારના વૈરાગ્યમા ધન્યતા માનવામા આવે છે આ બધા પરથી આપણે પોતાની વૃત્તિઓના ગુલામ છીએ અને આપણી વૃત્તિઓ તથા આપણા કૃત્યો સારા હોય કે નરસા હોય તેની અસર બીજાઓ પર—સમાજ પર શી થશે એનો આપણે કદી વિચાર કરતા નથી એમ દેખાય છે વિવેક કરવાની આપણને ટેવ નથી સામુદાયિક હિતાહિતનો વિચાર આપણા જીવનમા દેખાતો નથી કર્તવ્ય, જવાબદારી, બીજાઓના સુખ માટે ઉદાત્તતા અને ઉદારતા—એ ભાવનાઓની આપણને ખબર નથી આ ભાવનાઓનુ આપણા અધ્યાત્મમા મહત્ત્વ નથી એમ જણાય છે

આવી આપણી સ્થિતિ આજે કેટલાયે વરસોથી ચાલતી આવેલી છે. ઈશ્વરભક્તિની કલ્પનામાયે આપણે પોતાની नवविधा भक्ति — વૃત્તિઓને સતોષીને કેવળ ભાવતૃપ્તિના આનંદની ભાવતૃપ્તિના प्रकारो પાછળ લાગીએ છીએ. તે ભાવતૃપ્તિના પ્રકારોને આપણે નવવિધા ભક્તિ કહીએ છીએ. પરંતુ આપણે કદી તપાસ્યુ નથી, શોધ્યુ નથી કે કેવળ ભાવતૃપ્તિની પાછળ લાગીને માનવતાની પૂર્ણતા કેમ થઈ શકશે? માણસમાં રહેલી અનેક શક્તિઓનો સંકોચ કરીને અથવા તેમને લગભગ નષ્ટ કરીને કેવળ ઈશ્વર વિષેની કલ્પનામાં મનને કોઈ પણ રીતે હમેશ ચોંટાડી રાખવાનો પ્રયત્ન કરતાં કરતાં, છેવટે તેમાં જ તેને લીન કરીને રાખવું અથવા કેટલોક સમય તન્મયતા સાધવી એ જ પુરુષાર્થની પરાકાષ્ઠા, ચિત્તની ઉચ્ચ અવસ્થા છે અને એ જ જન્મનું સાધ્ય છે એમ આપણે માન્યું છે. આ જ સ્થિતિ પર કાવ્યો કરીને અને ગ્રંથો રચીને એનું જ મહત્ત્વ વધારેલું છે. એ કલ્પના સાથે તન્મયતા સધાય, કેટલોક વખત ચિત્તનો વ્યાપાર બંધ પડે અને એ રીતે આપણે પોતાની કલ્પના સાથે એકરૂપ થઈએ એટલે આપણને ફરીને જન્મમરણ નથી એવી આપણે શ્રદ્ધા રાખતા આવ્યા છીએ અને તેને દૃઢ કરતા રહ્યા છીએ. આ માન્યતાને લીધે ભક્તિદ્વારા આપણો યોગ્ય વિકાસ થયો નથી. પરમેશ્વરને પોતાનું પરિપૂર્ણ સમર્પણ એ જ જો ભક્તિની પરિસીમા હોય તો ઈશ્વર વિષેની કલ્પના સાથે તદ્રૂપ થવાથી કે કલ્પિત આકારનો ભાસ થવાથી તે પરિસીમા આપણે કેવી રીતે પ્રાપ્ત કરી શકીશું? આ કલ્પના, ભાવના, ચિત્તની અવસ્થા, ભૂમિકા, અનુભવ એ બધાંને આપણે તપાસતા નથી. માનવી જીવન, તેનો વ્યવહાર, કર્તવ્યો, તે માટે જોઈતી પાત્રતા, સદ્ભાવના, સદ્ગુણ, પુરુષાર્થ, મનનો વિકાસ, સમાજ, આપણી ભાવિ પેઢી, તેનું કલ્યાણ વગેરે બધી બાબતો સાથે સર્વોત્તમ માનેલી આ સ્થિતિનો મેળ બેસાડવાનો આપણે કદી પ્રયત્ન જ કરતા નથી. પોતાની કલ્પનામાં, ભાવનામાં લીન થવું અને પોતાની તથા પોતાની સામેના નિકટના જગતની વાસ્તવિક સ્થિતિનું કોઈ પણ ઉપાયે વિસ્મરણ કરવું એ જ જીવનનું ધ્યેય આપણે માનેલું છે.

નવવિધા ભક્તિ ઘણા પ્રાચીન કાળથી આપણામા ચાલતી આવેલી
છે એની આપણી સમજણ છે તેનો પ્રારંભ ક્યારથી
आराधना, भक्तिद्वारा. અને ક્યારે થયો એ શોધી કાઢવુ કઠણ છે તોપણ
परमेश्वरनु अनुसधान એટલું તો આપણે સમજી શકીએ કે મૂર્તિપૂજા શરૂ
अने तेना दर्शननी થયા પહેલા ભક્તિના આજના જેવા પ્રકારો હોય
अभिलाषा એમ જણાતુ નથી નિર્ગુણને સગુણ, સગુણને
નિર્ગુણ, નિરાકારને સાકાર અને સાકારને નિરાકાર
એમ ગમે ત્યારે ગમે તે પ્રકારનો ઈશ્વરને આપણી સગવડ મુજબ બનાવવો એ આપણાં તત્ત્વજ્ઞાન અને ભક્તિમાર્ગનો સહજ પ્રકાર છે. સાકાર એટલે તેને જન્મ લેવરાવી, આકારવાળો બનાવીનેયે આપણી સગવડ પૂરી ન થઈ એટલે તેની મૂર્તિ બનાવી. તેમા તેનુ અધિષ્ઠાન માન્યુ મત્રથી વિધિપૂર્વક તે મૂર્તિનુ પ્રતિષ્ઠાપન કરીને ઈશ્વરની શક્તિ, મત્રની શક્તિ વગેરે બધુ તેમા કલ્પીને આપણે તેની આરાધના કરી કેવળ કોઈ પણ મૂર્તિને કોઈ પૂજ્ય માનતુ નથી, પણ તે મૂર્તિની સ્થાપના થાય એટલે તેમાં દેવપણુ આવ્યુ એમ આપણે માનીએ છીએ. વૈદિક મત્ર અને વિધિ પરની શ્રદ્ધાનુ આ પરિણામ છે કામનાવાળાઓના મનમા ઈશ્વર વિષે પ્રેમ નથી હોતો, પણ પોતાની કામનામા પ્રેમ હોય છે ઠરાવેલે વારે, ઠરાવેલી તિથિએ અને ઠરાવેલી વિધિથી મૂર્તિનુ પૂજન કે તે વિષેની કેઈક ક્રિયા કરવાથી અને દાન વગેરે કરવાથી ઈશ્વર સતુષ્ટ થાય છે અને આપણી ઇચ્છાઓ પૂરી કરે છે એવી કામનાવાળાઓની શ્રદ્ધા અને માન્યતા હોય છે આ શ્રદ્ધાથી કઈ સિદ્ધ થયેલુ ન જણાય તોયે કેટલાક પુરોહિતોને આર્થિક પ્રાપ્તિ થાય છે આવી આરાધનામાથી ભક્તિના આ પ્રકારો શરૂ થયા હોવા જોઈએ

श्रवण कीर्तन विष्णो स्मरण पादसेवनम् ।
अर्चन वदन दास्य सख्यमात्मनिवेदनम् ।।

કેટલાક ભાવિકોની આગ્રહથી તૃપ્તિ ન થવાથી મધુર ભક્તિ જેવા ભક્તિના બીજા પ્રકારો પણ નિર્માણ થયા છે પરતુ ઈશ્વરના અવતાર અને તેની સાથે મૂર્તિ માનવામા ન આવે તો નવમાથી ભક્તિના કેટલાક પ્રકારો લુપ્ત થઈ જશે અને તેને આધાર જ રહેશે

નહીં. સંસારી લોકોને તેમના નિત્યકર્મમાંથી ઈશ્વર તરફ ચિત્ત લગાડવા કંઈક સાધન તરીકે આ પ્રકારોનો ઓછોવત્તો ઉપયોગ થતો હશે. અવતારોની કથા, તેમની ઉદાત્તતા, ભવ્યતા, અદ્ભુતતા, તેનો નૈતિક ઉપદેશ—એ બધાનું સમાજ પર સારું પરિણામ થાય છે એમાં શકા નથી. રામાયણ અને મહાભારત જેવા મહાન ગ્રંથોનાં નૈતિક તત્ત્વો આજની નવી દષ્ટિએ આપણે સમાજને શીખવીએ તો તેની ઘણી સારી અસર સમાજ પર થાય. આ બે ગ્રંથોનાં મુખ્ય પાત્રો જેવી શ્રેષ્ઠ વિભૂતિઓ દુનિયામાં બીજે ક્યાંયે જન્મેલી નથી. શ્રીરામચંદ્ર અને શ્રીકૃષ્ણ એ માનવજાતિના ઇતિહાસમાં અપૂર્વ છે. તે પ્રમાણે ઐતિહાસિક કાળના ગૌતમબુદ્ધ અને વર્ધમાન મહાવીર સ્વામી એ પણ માનવજાતિમાં અદ્વિતીય છે. આટલી મહાન વિભૂતિઓ આપણા દેશમાં થઈ ગયેલી હોવા છતાં તેમનાં ચરિત્ર અને ઉપદેશ પરથી જે બોધ આપણે લેવો જોઈતો હતો તે લીધો નહીં. તેમની મૂર્તિમાં કંઈક વિશેષ સત્ત્વ છે, પૂજન અર્ચનથી તે જાગ્રત થશે 'અને' પરમેશ્વર આપણા પર સંતુષ્ટ થશે એ આશાથી આપણે આજ સુધી તેમની ભક્તિમાં અને તે વિષેની કલ્પનામાં જ પોતાને ધન્ય માનવા લાગ્યા.

निष्काम भक्ति

નિવૃત્તિપરાયણ અને નિષ્કામ ભક્તોની ક્રિયાકાંડ પર આ પ્રકારની શ્રદ્ધા ન હતી; પણ તેમણે ભક્તિ દ્વારા પરમેશ્વરનું સદૈવ અનુસંધાન રાખવાનો પ્રયત્ન કર્યો. પોતાની વૃત્તિને એકવિધ કરવાનો તે પ્રયત્ન હતો. તે પ્રયત્નમાં જ પરમેશ્વર વિષે જુદા જુદા ભાવો કલ્પીને તેમનો આનંદ પણ તેમણે લીધો; પરંતુ તે બધાના મૂળમાં પરમેશ્વર તેમને દર્શન આપે એ જ તેમનો મુખ્ય હેતુ હતો. કોઈ પણ ઉપાયે પ્રેમપૂર્ણ મનથી પરમેશ્વરનું અનુસંધાન કરતા રહીએ તો તે દર્શન આપે છે અને તેનું દર્શન થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે એવી તેમની શ્રદ્ધા હતી. પરંતુ વિવેકથી આ બધી બાબતો તપાસવામાં આવે તો આમાં અનેક પ્રકારના ભ્રમ છે એમ દેખાઈ આવશે. સૌથી પ્રથમ જન્મની પ્રાપ્તિનું કારણ શું, તે વિષે કશું ખાતરીપૂર્વક જ્ઞાન ન હોવા છતાં મોક્ષનું ધ્યેય પરંપરાથી માનીને આપણે તેની પાછળ લાગ્યા. મોક્ષ કોઈને પ્રાપ્ત

થયાની ચોક્કસ માહિતી ન હોવા છતા આપણે તે ધ્યેય પર વિશ્વાસ રાખતા આવ્યા પોતાના અને બીજાઓના દોષોને લીધે તેમ જ ચિત્તશુદ્ધિ અને સદ્ગુણોની આપણા દરેકમા ઊણપ હોવાને લીધે સસારના દુખો નિર્માણ થાય છે એ દુખોથી કટાળેલી અને નામેલી માનસિક સ્થિતિમા ઈશ્વરપ્રાપ્તિના આનદની અભિલાષાથી આપણે નિવૃત્તિ સ્વીકારીએ છીએ તે નિવૃત્તિમા ચિત્તને કોઈ વ્યવસાય જોઈએ માટે, અથવા ઈશ્વર વિષે પ્રેમ વધે અને તેનુ જ અનુસધાન રહે માટે ભક્તિના આ પ્રકારોનો આપણે આધાર લઈએ છીએ

भक्तिना खाटा प्रकारा

ભક્તિપથના કેટલાક લોકો પ્રવૃત્તિરહિત સ્થિતિમા સમય ગાળવા માટે ગાજો, ભાગ અને અફીણનો ઉપયોગ કરવા લાગે છે કેટલાક ભજનપૂજન કે ગાયનવાદનમા વખત ગાળે છે પરતુ બધાનો ઉદ્દેશ સમય પસાર કરવો એ છે તેમા જેમને ઈશ્વરદર્શનની ઇચ્છા હોય છે તેઓ જુદા ઉપાયો દ્વારા પોતાના હૃદયમા ઈશ્વરી પ્રેમ નિર્માણ કરવા પ્રયત્ન કરે છે પ્રેમ અને આનદ હૃદયમા ઉત્પન્ન થાય એટલે બાળકો નાચવા કૂદવા માડે છે તેમનો તે ભાવ હૃદયમા સમાઈ શકતો નથી એટલે તે જુદા અવયવો દ્વારા પ્રકટ થવા લાગે છે એ પરથી નાચવા-કૂદવા લાગવાથી પ્રેમ ઉત્પન્ન થશે એવી ઊલટી સમજણ કરી લઈને કોઈ ભક્તો ભજનમા ઈશ્વરના નામ પર નાચવા કૂદવા લાગે છે વખત જતા તેમનો તે સ્વભાવ બની જાય છે બધા લોકો આમ નાચતા કૂદતા નથી એટલે નાચવુ કે કૂદકા મારવા એ ભક્તિનુ લક્ષણ મનાવા લાગે છે પણ આમા ભક્તિના કરતા સસ્કાર અને ટેવનો જ સબધ વધારે હોય છે એને ભક્તિનુ લક્ષણ માનવાની જરૂર નથી આ બધાનો ઉદ્દેશ પોતાની અને પોતાની આજુબાજુના જગતની વાસ્તવિક સ્થિતિનુ પ્રયત્નપૂર્વક વિસ્મરણ કરવુ અને ઈશ્વર વિષેની કોઈ પણ કલ્પના અને ભાવનામા લીન થવુ એ હોય છે આટલુ કરીને પણ ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી એમ જેમને લાગે છે તેઓ પ્રયત્નપૂર્વક કૃત્રિમ રીતિથી મનમા વ્યાકુળતા આણવાનો પ્રયત્ન કરે છે અન્ન અને ઊંઘનો તેમ જ ટાઢી વખતે જરૂરી વસ્ત્રોનો ત્યાગ કરી જાણીબૂજીને પોતાનુ દુખ વધારીને તેઓ વ્યાકુળતા

પેદા કરવા પાછળ લાગે છે વ્યાકુળતામા અન્નપાણી અને ઊંઘ આપો-આપ છૂટી જાય એ સહજ છે, પરતુ નાચવાના પ્રકારની પેઠે આ બાબતમાયે ઊલટો સિદ્ધાત માનીને અન્નપાણીના ત્યાગથી હૃદયમા ઈશ્વરી પ્રેમ વધારવાનો તેઓ પ્રયત્ન કરે છે અત્યત પ્રેમથી વ્યાકુળ થયા પછી ઈશ્વર દર્શન આપે છે એવુ પુરાણના રાધાના ઉદાહરણ પરથી તેઓ માને છે અને ઈશ્વરના મેળાપ માટે પોતાને જ રાધા કલ્પીને પોતે શ્રીકૃષ્ણના વિરહથી અત્યત વ્યાકુળ થયા છે, એવી ભાવના કરે છે અને પ્રેમ અને વ્યાકુળતા નિર્માણ કરવાનો પ્રયત્ન કરે છે સપૂર્ણ રીતે રાધા બનવા માટે પોતાના પહેરવેશ, ભાષા, હાવભાવ, ગાયન, નર્તન—આ બધામા રાધાપણુ લાવીએ એટલે આપણુ મન રાધાનુ જ બન્યુ અને પછી શ્રીકૃષ્ણનુ દર્શન ચોક્કસ થવાનુ એવી શ્રદ્ધા તેઓ રાખે છે અને એવી સ્થિતિમા દર્શન થયુ એમ સમજે છે ભક્તિના નામે વિચિત્રતાના આ બધા પ્રકારો આપણા સમાજમા ચાલતા આવેલા છે સમાજમા કોઈ પુરુષવર્ગ આ પ્રમાણે સ્ત્રીવેશમા ફરવા લાગે તો તેના મગજમા કોઈક વિકાર થયો છે એમ સમજીને તે પર કોઈ યોગ્ય ઇલાજ આપણે કરીએ છીએ, પણ ભક્તિને નામે આવી વિચિત્રતા કોઈ કરે તો તેને આપણે પરમ ભક્ત સમજીએ છીએ પરતુ વિવેકની દૃષ્ટિએ એ બધા ભ્રમના જ પ્રકારો હોઈ છે, કારણ કે માનવી જીવનના વિકાસ અને પૂર્ણતા માટે તેની કઈ જરૂર નથી

રીતે વિચાર કરવો જરૂરી છે ખાસ કરીને ઈશ્વરદર્શન અને તેની પ્રસન્નતા માટે નિવૃત્તિપરાયણ અને ભક્ત કહેવડાવનારાઓએ ભક્તિના જે જુદા જુદા પ્રકારો વધાર્યા છે તેમા ક્યાયે વિવેકને સ્થાન નથી પોતાના ચિત્તની કોઈક કલ્પનાને પવિત્ર ને શ્રેષ્ઠ માનીને અને તેને અનેક પ્રકારે રગીને તથા તેને માટે જાણીબૂજીને કૃત્રિમ રીતે વિહ્વળતા લાવીને તેમા કૃતાર્થતા માનવી એમા માનવતાનો કોઈ પણ ઉદાત્ત ગુણ જણાતો નથી તેમા સાદા વિવેકનુયે ક્યાયે દર્શન થતુ નથી ભક્તિના આ પ્રકારમા સાચી ભક્તિની વિડબના થયેલી છે

જેના હૃદયમા ઈશ્વર વિષે પ્રેમ અને નિષ્ઠા છે તેને ઈશ્વરનુ નામ નીકળતા જ હાલવાડોલવા – નાચવાની જરૂર નથી

ભક્તિ અને ઉપાસનાનુ સાચુ સ્વરૂપ

આખમાથી ખળખળ આસુ વહેવડાવવાની કે મૂર્છિત થવાની યે જરૂર નથી આ બધુ ખોટા સસ્કારો અને ટેવોનુ પરિણામ છે ઈશ્વરભક્તિ આપણા અતરમા હોય તો તે આપણા દરરોજના સહજ કર્મમા, કર્તવ્યમા દેખાઈ આવવી જોઈએ ઈશ્વર વિષેના પ્રેમથી આપણને મૂર્છા આવતી હોય તો તે આપણી દુર્બળતા છે જે પ્રમાણમા આપણા હૃદયમા ઈશ્વર પ્રેમ હોય તે પ્રમાણમા આપણે હાથે મોટા અને અસાધારણ શક્તિના સાત્ત્વિક કાર્યો થતા રહેવા જોઈએ ચૈતન્યના સાગર એવા પરમાત્માની શક્તિથી આપણને મૂર્છા આવે એટલુ જ કાર્ય જો આપણાથી સિદ્ધ થતુ હોય તો એ ભક્તિની વિડબના નથી શુ ?

ભક્તિનુ ખરુ રહસ્ય સમર્પણમા છે તેમ જ ગુણગ્રહણ અને ગુણોનુ અનુકરણ કરવામા છે એમ માનીએ અને આ તત્ત્વ પર જ ભક્તિ માર્ગની રચના કરીએ તો ઈશ્વર વિષે મનુષ્યમાત્રમા રહેલા પ્રેમ, ભાવ, શ્રદ્ધા, નિષ્ઠા એ બધાનો ઉપયોગ માનવીગુણોની વૃદ્ધિ કરીને માનવતાની પૂર્ણતા સાધવામા કરી શકાય પરમાત્મામા આપણે જે ગુણોનુ આરોપણ કરીએ છીએ, તેમના જે ગુણોનો આપણી ઉન્નતિ માટે ઉપયોગ થાય એમ આપણે ઇચ્છીએ છીએ તે ગુણોને પોતામા લાવવાનો પ્રયત્ન કરવો એને ભક્તિનુ અને ઉપાસનાનુ મુખ્ય લક્ષણ આપણે સમજવુ જોઈએ ગુણોને આપણે પોતામા ઉતારવાના છે એ તે ગુણો વિષે ખરો પ્રેમ,

ખરો આદર અને ગુણોની સાચી કદર છે ઈશ્વરના દયાસિંધુપણાનો ઉપયોગ કરી લેવાની આપણે ઇચ્છા કરીએ પરંતુ આપણે પોતે પોતામા દયાનો વિકાસ કરવાનો પ્રયત્ન ન કરીએ તો તે વાત ભક્ત અથવા ઉપાસક કહેવડાવનારને શોભતી નથી તેથી આ રીતે પરમેશ્વરના ગુણોનો વિચાર કરીને આપણે જે ગુણો તેનામા કલ્પીને તેની પ્રશસા કરીએ છીએ એ બધા ગુણોથી યુક્ત થવાનો પ્રયત્ન કરવામા જ સાચી ઉપાસના અને ભક્તિ છે ઈશ્વરને સદ્ગુણસપન્ન કલ્પીને તેની પાસે હમેશ માગતા રહેવુ એ ભક્તિનુ લક્ષણ નથી તે યાચકનુ લક્ષણ છે પરમાત્માએ આપણને આપેલી શક્તિબુદ્ધિનો ઉપયોગ હમેશ સદ્ગુણસવર્ધનમા કરતા રહેવુ એમા જ તેના વિષેની કૃતજ્ઞતાનીયે વૃદ્ધિ છે પરમાત્માની શક્તિના પ્રમાણમા આપણી શક્તિ અત્યત અલ્પ છે તોપણ જગતમા જ્યા જ્યા પરમાત્માની કૃપા થાય એમ આપણને લાગે છે, જ્યા દયા ક્ષમાની જરૂર છે એમ જણાય છે, ત્યા ત્યા તે તે ઈશ્વરી કાર્ય છે એમ સમજીને તેને શક્તિ પ્રમાણે પાર પાડવામા આપણા સુખનો ત્યાગ કરવો એમા જ ખરુ સમર્પણ છે અહકારથી નહીં પણ નિરહકારપણે નમ્રતાથી અને સેવાવૃત્તિથી આપણે આવા પ્રકારનુ સમર્પણ સાધીએ તો ભક્તિની પરિસીમા પ્રાપ્ત કરી શકીએ તેથી ઉન્નતિની, ભક્તિની, કલ્યાણની અને સાર્થકતાની બધી એકાગી કલ્પનાઓ આપણામાથી દૂર થશે કેવળ પોતાના જ સુખનો સસ્કાર તેમ જ સત્કર્મ તથા સદ્ગુણસવર્ધન ન કરતા કેવળ ખોટે માર્ગે પોતાના જ બળવાન ભાવોનુ શમન કરવાનો સસ્કાર નાશ પામશે અને આપણે પરમાત્માના સાચા ઉપાસક બનીશુ અને તે સાથે જ સદ્ગુણોના અને પુરુષાર્થનાયે સાચા ઉપાસક બનીશુ આ બાબતમા મહાપુરુષોના ચરિત્રો આપણે દૃષ્ટિ સામે રાખીએ તો તેમાથી આપણને કેવો બોધ, કેટલી પ્રેરણા અને કેટલી શક્તિ મળી શકશે ? શ્રીરામચદ્રને વનમા જવાની આજ્ઞા હતી અને લક્ષ્મણ, સીતાને તેવી આજ્ઞા ન હોવા છતા તેમણે તેમની સાથે વનવાસ કેમ સ્વીકાર્યો ? ભરતને રાજ્ય મળેલુ હોવા છતા તેમણે રામવિરહિત અયોધ્યામા પ્રવેશ કેમ ન કર્યો ? એના ઉત્તરમાથી કેટલોયે બોધ આપણને મળશે લક્ષ્મણ અને હનુમાને રામચદ્ર માટે અને તેમના

કાર્ય? માટે સહન કરવામાં જીવન ગાળવું એ ભક્તિ કે આપણે આજ જે નવવિધા ભક્તિના કાલ્પનિક પ્રકારો કાઢીને તેમાં સંતોષ માનીએ છીએ એ ભક્તિ? સમાજનાં કર્તવ્ય કર્મોને ઈશ્વરી કાર્ય સમજીને સદ્ભાવનાથી તે માટે સહન કરવું એ ભક્તિ કે ઈશ્વરનું કેવળ નામ લેતા રહીને તેમાં સંતોષ માનવો એ ભક્તિ? શ્રીકૃષ્ણે અર્જુનને જે બોધ આપ્યો તેનો સાર જો આપણા ધ્યાનમાં આવે તો આપણને ભક્તિના ખોટા માર્ગે જવાનું કે નિવૃત્ત થવાનું શું કારણ? આજે આપણામાં ભક્તિની જે કલ્પના પ્રચલિત છે તે શ્રીરામચંદ્રે કે શ્રીકૃષ્ણે પોતાના અનુયાયીઓને કદી કહી નથી. પરંતુ સંસારનાં દુઃખોને દૂર કરવાનો યોગ્ય ઉપાય જે કાળે આપણને સૂઝ્યો નહીં અથવા કોઈ ઉપાય અમલમાં મૂકતાં આવડ્યું નહીં તે કાળે સ્વીકારેલી નિવૃત્તિમાંથી હાલની પ્રચલિત ભક્તિની કલ્પના નીકળી છે. કર્મમાર્ગમાં સુધારો થાય અને ગૃહસ્થાશ્રમની શુદ્ધિ થાય તે માટે સમાજના રીતરિવાજોમાં અને તેની માનસિક સ્થિતિમાં ફેરફાર કરવાનું સામર્થ્ય આપણામાં ખરી રીતે હોવું જોઈએ. તે ન હોવાથી સાંસારિક દુઃખો ટાળવા માટે નિવૃત્તિપરાયણ થઈ કાલ્પનિક ધ્યેય સ્વીકારવાનો અને કેવળ પોતાની ભાવતૃપ્તિનો આ પુરુષાર્થહીન માર્ગ નિર્માણ થયેલો છે. આમ આપણામાં વ્યાવહારિક હોય કે પારમાર્થિક પણ વૈયક્તિક લાભની કલ્પના પેદા થઈ અને ત્યારથી માંડીને અત્યાર સુધી તે એટલી દૃઢ થઈ બેઠેલી છે કે મોટી મોટી વિભૂતિઓ આજ પચાસ વર્ષ કરતાં વધારે વખતથી સામુદાયિક હિતનો ઉપદેશ આપે છે, છતાં હજુ આપણા મૂળ સ્વભાવમાં વિશેષ ફરક પડેલો જણાઈ આવતો નથી.

*चित्तनी शुद्धि अने सद्गुणों द्वारा व्यक्तिगत सुखनु समर्पण ए भक्ति*

આપણે માણસ છીએ અને માણસ તરીકે જીવવાનું છે. તો આપણે વ્યક્તિગત અને કાલ્પનિક ધ્યેયનો ત્યાગ કરવો જોઈએ. આપણે દરેક ભ્રમમાંથી બહાર નીકળવું જોઈએ. શુદ્ધ વિવેક જાગ્રત કરવો જોઈએ. ઈશ્વરદર્શન અને ઈશ્વર સાથે તદ્રૂપતા સાધવી એ કલ્પનામાંથી આપણે નીકળવું જોઈએ. આપણા પુરુષાર્થની અને સદ્ગુણોની વૃદ્ધિ થાય એવા વ્યાપક

ધ્યેયનો આપણે સ્વીકાર કરવો જોઈએ આપણી સાથે જ બીજાઓના હિતનો અને કલ્યાણનો માર્ગ આપણે ગ્રહણ કરવો જોઈએ તે માર્ગે ચાલવા માટે જોઈતું અખંડ બળ પ્રાપ્ત કરવા આપણને ઈશ્વર પરની નિષ્ઠાની માત્ર જરૂર છે તે ઈશ્વરનિષ્ઠાના બળ પર આપણે આપણું જીવન સાર્થક કરી શકીશું તે ઈશ્વરનિષ્ઠામા જ ભક્તિનો અંતર્ભાવ છે ચિત્તની શુદ્ધિ અને સદ્‌ગુણોની ઉપાસના દ્વારા પોતાના સુખનું સમર્પણ એ જ પરમાત્માની શ્રેષ્ઠ ભક્તિ છે આ પ્રકારની ભક્તિ, નિષ્ઠા, ઉપાસના આપણે સાધી શકીએ તો આપણો, સમાજનો અને જગતનો સાચો ઉદ્ધાર છે આ બાબતો એકબીજાથી જુદી નથી એમ અનુભવમા આવશે

## ૧૨

## આત્મવિશ્વાસ અને સાધ્યસાધનનો વિવેક

મુબઈ, તા ૮–૩–૩૩

સપ્રેમ આશીર્વાદ

તમે એટલો ભાવપૂર્ણ પત્ર લખ્યો છે કે તેનો યથાર્થ ઉત્તર આપવો મારી શક્તિની બહાર છે હુ જાણતો હતો કે તમારા હૃદયમા સદ્‌ભાવનાઓ છે અને પરમાત્માની પ્રાપ્તિ અથવા જ્ઞાનને માટે તમે વ્યાકુળ છો આજના તમારા પત્રથી તમારે વિષે હુ વધારે જાણી શક્યો છુ હુ જાણતો નહોતો કે તમારા હૃદયમા મારે વિષે આટલો અપાર ભાવ ભરેલો છે

તમારામા જે ભાવો છે તે જોઈ મને સતોષ થાય છે પણ જ્યારે હુ તમારામા પરિપૂર્ણ આત્મવિશ્વાસ જોઈશ ત્યારે મને અધિક સતોષ થશે મનુષ્યમા સદ્‌ભાવનાની જેટલી જરૂર છે તેટલી જ આત્મવિશ્વાસની જરૂર છે અને મને લાગે છે કે માણસમા જેમ જેમ સદ્‌ભાવો વધશે તેમ તેમ આત્મવિશ્વાસ પણ જરૂર વધશે જ આ લખવાનો અર્થ એમ ન સમજશો કે તમારામા આત્મવિશ્વાસ છે જ નહીં પણ ભાવોના

આવેગ (ઊભરા)મા આત્મવિશ્વાસ ઢકાયેલો છે જ્યારે તે મને પ્રગટ દેખાશે ત્યારે મને અધિક સતોષ થશે

તમારો મારા પર ઘણો પૂજ્યભાવ છે એ ભાવ મને ભારરૂપ લાગે છે મારા પરનો તે ભાવ ઓછો કરવા માટે હુ તમારામા વિશેષ આત્મવિશ્વાસ જોવા ઇચ્છુ છુ મિત્રતા મને પસદ છે અને મિત્ર પર જેટલો ભાવ રાખે તેટલો તમે મારા પર રાખશો તો તે કદાચિત્ હુ સહન કરી શકીશ હુ આશા રાખુ છુ કે મારા આ લખવાથી તમને વિષાદ નહીં થાય

* પત્રમા તમે બે પ્રશ્નો પૂછ્યા છે પ્રશ્નોના જવાબ બહુ વિસ્તારથી આપ્યા વિના તમારુ સમાધાન થઈ શકશે નહીં આવા પ્રશ્નોના ઉત્તર પ્રત્યક્ષ વાતચીતમા જ આપવા હુ ઠીક સમજુ છુ પણ એ માર્ગ આજે બધ છે*

હુ માનુ છુ કે યોગ્ય સાધ્યસાધન મળવાથી મનુષ્ય જરૂર ધીરે ધીરે ઉનત થતો જાય છે માત્ર તમારે માટે યોગ્ય સાધ્યસાધન ક્યુ છે તે ઠરાવવાનુ કામ ઘણુ અઘરુ છે તેમા ભૂલ થવાથી માણસને દુ ખ અને વારવાર નિરાશા સહન કરવી પડે છે સાધ્ય અને સાધનનો મેળ હોય તો માણસની જરૂર ઉન્નતિ થવી જોઈએ, એમ મને લાગે છે

પોતાનું સાધ્ય ઉદાત્ત હોવા છતા જો માણસને વારવાર નિરાશ થવુ પડતુ હોય તો પોતાના સાધ્ય અને સાધનમા કયા પ્રકારની ત્રુટિ છે એ તેણે વિચાર કરીને જોવુ જોઈએ એક માણસને જે સાધ્યસાધન યોગ્ય હોય તે બીજાનેયે યોગ્ય હોય જ એમ ન કહેવાય કદાચિત્ નુકસાન કારક થવાનોયે સભવ છે તમારે તમારી શક્તિ – યોગ્યતા સમજીને તમારુ સાધ્યસાધન નક્કી કરવુ જોઈએ તેમાયે અનુભવથી જરૂર લાગે ત્યારે ફેરફાર કરવો જોઈએ ઉન્નતિની વ્યાકુળતા એ મુખ્ય વસ્તુ છે યોગ્ય સાધ્યસાધન મળવાથી માણસની પાત્રતા વધવી જ જોઈએ તમારા પ્રશ્નનો ઉત્તર આમા આવતો નથી પરતુ યોગ્ય સાધ્યસાધન વિષે તમે વિચાર કરશો તો કેટલીક બાબતો તમારા ધ્યાનમા જરૂર આવશે જ

* આ ભાઈ જેલમા હતા

તમારો બીજો પ્રશ્ન, "જેના મનમા ઈશ્વરની પ્રચડ જ્વાળા ભભૂકી રહી હોય" વગેરે આ પ્રશ્નની પહેલા મારે સમજવુ જોઈએ કે કઈ અવસ્થાને – કઈ પ્રાપ્તિને તમે ઈશ્વરની પ્રાપ્તિ સમજો છો આનો ખુલાસો કરશો તો તેનો ઉત્તર આપવો મને ઠીક પડશે એ પ્રશ્નનો કેટલોક ઉત્તર તો પહેલા પ્રશ્નના ઉત્તરમા તમને કદાચ મળી રહેશે તમે આ પર વિચાર કરશો કદી નિરાશ ન થશો

શુભચિંતક
**નાથ**

## ૧૩

## વ્યાકુળતા અને યોગ્ય સાધના

મુબઈ, તા ૧૦–૮–'૩૪

શ્રી ,

સપ્રેમ આશીર્વાદ

તમને શુ જોઈએ છે, શાનુ દુ ખ છે એ પ્રશ્નો પર તમારો જવાબ મળ્યો છે તેમા તમે મારી પાસે રહેવા ઇચ્છા બતાવી છે અને મનની સ્થિતિ નિર્વિકાર બની જાય એ જ ઇચ્છો છો વગેરે લખ્યુ છે મનની સ્થિતિ નિર્વિકાર થવી એ તો સમજજો કે પૂરા એક જન્મનુ કામ છે આમા મને સશય નથી જ્યા સુધી નિર્વિકારતા સિદ્ધ થઈ નથી, ત્યા સુધી તમે આજની માફક જ વ્યાકુળ રહેશો તો કેમ ચાલશે ? જેને નિર્વિકારતા સિદ્ધ કરવી છે – આટલુ મોટુ કાર્ય જેને સાધ્ય કરવુ છે – સૌથી કઠણ વસ્તુમા જેને સિદ્ધિ પ્રાપ્ત કરવી છે તેના અતરમા કેટલુ ધૈર્ય જોઈએ, દરેક સકટ સામે ઝઘડવા કેટલી શક્તિ અને કેટલી દૃઢતા જોઈએ, તેનો તમે વિચાર કરી શકો છો મનુષ્યમા જેટલી વ્યાકુળતા હોય તેટલી જ ધીરજ, તેટલી જ સહિષ્ણુતા અને પ્રયત્નશીલતા જોઈએ તો જ કાર્ય સફળ થાય છે કેવળ વ્યાકુળતાથી મન અને બુદ્ધિનો વિકાસ થવો અસભવ લાગે છે જ્યા સુધી આપણો

મેળાપ ન થાય ત્યાં સુધી તમારે નીચે લખેલી વાતો પર વિચાર કરવો અને તે પ્રમાણે આચરણ કરવાનો પ્રયત્ન કરવો.

પ્રથમ શરીરને નીરોગી—જેટલું થઈ શકે તેટલું નિર્દોષ રાખવાનો પ્રયત્ન કરજો. શરીરના નિર્વાહ માટે કાંઈક પણ શારીરિક કે બૌદ્ધિક સાત્ત્વિક કામ પ્રામાણિકપણે કરજો. શરીર દ્વારા તેની નિર્દોષતા અને નીરોગિતાજન્ય જેટલી પ્રસન્નતા તમે પ્રાપ્ત કરી શકો તેટલી પ્રાપ્ત કરવાનો હંમેશાં પ્રયત્ન રાખવો. ઈશ્વર વિષેની કે કોઈ પણ પ્રકારની પ્રાપ્તિની ખાલી વ્યાકુળતા વધે એવું વાંચશો નહીં. તેથી કેવળ ભાવનાઓની તીવ્રતા વધશે. એવા પ્રકારનું વાચન તમને પ્રસન્નતા નહીં આપે. જે વાંચવાથી તમારી બુદ્ધિ સૂક્ષ્મ ભેદો સમજવાવાળી થાય, વિકસિત થાય એવુ તમારે વાંચવું જોઈએ. ભાવનાના પ્રમાણમાં તમારી બુદ્ધિનો વિકાસ થવો જોઈએ. તે ન હોય અને કેવળ ભાવનાઓનું જ જોર હોય તો મન હંમેશાં વ્યાકુળ રહે છે. આ સ્થિતિ સારી નથી. એથી તમારું કાર્ય સિદ્ધ નહીં થાય. બુદ્ધિયુક્ત યથાર્થ પ્રયત્ન કરવાથી મન શાંત થશે. પ્રયત્ન ન કરતાં કેવળ વ્યાકુળતા વધારવાથી મનની અશાંતિ વધતી જશે મનુષ્યને ભાવનાઓના વિકાસની જરૂર છે. પણ તે ભાવનાઓ કલ્પનામાત્ર ન રહેવી જોઈએ. તે પ્રત્યક્ષ કાર્યમાં પરિણત થવી જોઈએ. ત્યારે જ તે સદ્‌ગુણરૂપ બનશે.

મનુષ્યે પ્રયત્નશીલ થઈ સદ્‌ગુણોની વૃદ્ધિ કરવી જોઈએ. સદ્‌ગુણ તે જ, જે પોતાને તેમ જ બીજાને કલ્યાણપ્રદ થાય. કેવળ ઈશ્વરવિષયક ભાવના વધવાથી મનુષ્યની ઉન્નતિ થઈ શકતી નથી. દયા, મૈત્રી, સરળતા, પરોપકાર, સત્ય, પાવિત્ર્ય વગેરે અનેક ભાવનાઓનો અને સદ્‌ગુણોનો વિકાસ થતાં થતાં મનુષ્યના હૃદયમાંથી ક્ષુદ્ર વિકારોનો નાશ થઈ જાય છે. જ્યાં સુધી ગુણોનો પૂર્ણ વિકાસ ન થાય, ત્યાં સુધી ક્ષુદ્ર વિકારો અંશતઃ હૃદયમાં રહેશે જ. વિકારોનો નાશ કરવો હોય તો સદ્‌ગુણ—દૈવી ગુણોની વૃદ્ધિ કરવી જોઈએ ગુણોની વૃદ્ધિ કરવી તે સતત પ્રયત્નનું કામ છે. મનને હંમેશાં જાગ્રત રાખી યથાર્થ પ્રયત્ન કરવાથી જ તે થઈ શકે છે. કેવળ વ્યાકુળતાથી તે કામ થઈ શકતું નથી. મારી પાસે રહેવાથી પણ એ કામની સિદ્ધિ થશે એમ નથી. યથાર્થ પ્રયત્નથી જ

તે કામ થવાવાળું છે. હું તમને મારી પાસે રાખીને તમારી શ્રદ્ધા વધારવા માગતો નથી, કારણ કે મારા પર અવલંબીને તમે મારા આજ્ઞાંકિત થઈને રહો એ પણ હું પસંદ કરતો નથી. હું પસંદ કરું છું તમારું શ્રેય – તમારું કલ્યાણ. અને તે શ્રેય, તે કલ્યાણ જાતે પ્રયત્ન કરવાથી તમને પ્રાપ્ત થઈ શકશે એવી મારી ખાતરી છે.

મનુષ્યને નિરીક્ષણશક્તિ અને વિવેકની ખાસ જરૂર છે. નિરીક્ષણશક્તિ અને વિવેકથી જે કાંઈ કલ્યાણપ્રદ ધ્યાનમાં આવે તે માર્ગે ચાલવાની તેનામાં દૃઢતા પણ જોઈએ. નિરીક્ષણશક્તિ, વિવેક અને દૃઢતા એ ગુણો પર મનુષ્યનું કલ્યાણ અવલંબિત છે.

ઉપર લખ્યું છે તે પર તમે વિચાર કરશો. તમારા હૃદયમાં જે વ્યાકુળતા છે તેનું પણ નિરીક્ષણ કરીને તેનાં કારણોનું સ્પષ્ટ દર્શન થવાની જરૂર છે. અનેક મિશ્રિત કારણોથી વ્યાકુળતા વધતી જાય છે. તે માટે તેનાં ગમે તેટલાં કારણો હોય, પણ તે તમારા ધ્યાનમાં આવવાં જોઈએ.

તમે ધૈર્યશીલ અને ઘણા બહાદુર છો. તમારે ડરવું ન જોઈએ. ડર કલ્પનાનો છે કે સાચો છે એ નિરીક્ષણ કરીને જોવું જોઈએ. વિવેકસંપન્ન થવું. તમે આશ્રમમાંથી બહાર જવા માગો છો. પણ જશો નહીં. નકામા ભટકશો નહીં. જ્યાં જશો ત્યાં મન સાથે આવવાનું જ છે. બધા દોષો તેમાં જ છે. પોતાની જગાએ જ રહીને તેને સુધારવું જોઈએ.

શુભચિંતક
**નાથ**

## ૧૪

# મિત્રધર્મ અને તેનું દઢતાપૂર્વક પાલન

તા ૧૧-૨-'૪૧

શ્રી ,

સપ્રેમ નમસ્કાર

તા ૪નો તમારો પત્ર મને તા ૭મીએ મળ્યો પત્ર સાથેની પત્રિકા પણ મળી તેમા બતાવેલા કામો સારા છે તેમાથી ગરીબ કુટુબોને મદદ મળી શકશે એમા શકા નથી કામ ઘણુ છે કેટલાયે કુટુબો આજે અસહાય સ્થિતિમા દિવસો કાઢે છે અત્યારની સ્થિતિ સમજવા જેટલી સૂક્ષ્મતા તમારામા આવે, મન જરા વિશાળ થાય અને તેના પ્રમાણમા યોજકતા આવે તો કાર્ય ઉપયોગી થયા વગર રહેશે નહીં. અવલોકન અને અનુભવ જેમ જેમ તમારામા વધતા જશે તેમ તેમ કાર્યની યોજના પણ સૂઝતી જશે ઈશ્વરે તમને સદ્‌બુદ્ધિ આપી છે તે જ તમને આગળનો માર્ગ બતાવીને તમારુ અને તે સાથે અનેકોનુ કલ્યાણ કરશે કાર્યમા અડચણો અને સકટો આવવાના જ તોપણ તેવી સ્થિતિમા કાર્ય પર નિષ્ઠા રાખીને તમારે ધૈર્ય રાખવુ જોઈએ તે નિષ્ઠા અને તે ધૈર્ય તમને છેવટે યશસ્વી બનાવશે ત્યા તમારા કામમા એત્રણ દાક્તરોની કેવળ હાર્દિક જ નહીં પણ સક્રિય સહાનુભૂતિ છે, તે પ્રમાણે અનેક સજ્જનોની પણ સહાનુભૂતિ મળતી રહેશે તમે ચલાવી શકો અને ખમી શકો તેટલો કાર્યનો વિસ્તાર અને તેનો પ્રકાર વધારશો તમારા બધાનુ કુશળ જાણીને આનદ થયો

પત્રમાની એક વાતનુ ઘણુ દુખ થયુ તમારો પત્ર મળ્યો ત્યારથી તે જ વાત મારા મનમા ફરી ફરીને આવે છે શ્રી તરફથી એમ થયુ હશે કે? એવી શકા ઊઠે છે તમારી સમજણમા, વિચારમા કોઈ દોષ, કઈ ઉતાવળ તો થતી નથીને? જેમણે તમારે માટે અનેક પ્રસગોએ સહન કર્યું, તેમને જ તમારા અકલ્યાણની બુદ્ધિ કેમ થાય?

પ્રેમ, મૈત્રી, વાત્સલ્ય, પ્રામાણિકતા વગેરે સદ્ભાવના અને સદ્ગુણોને હુ માનવીજીવનની દષ્ટિથી ઘણુ મહત્ત્વ આપુ છુ તે ભાવના અને સદ્ગુણોમા કાઈક દ્રોહ થઈ આવે, તો મને ઘણુ દુ ખ થાય છે. તે દ્રોહ માણસની તેજસ્વિતા અને સાત્ત્વિકતાનો નાશ કરે છે, માનવતામા કમીપણુ લાવે છે તમે લખો છો તેવો પ્રકાર તમારી બાબતમા શ્રી તરફથી ખરેખર થયો હોય, તો મિત્રાચારીના સબધને લીધે મારે તેમને જાગ્રત કરવા એ મારુ કર્તવ્ય ઠરે છે સદ્ભાવના અને સદ્ગુણમાથી મિત્રનુ થતુ પતન શાતિથી જોતા રહેવુ એ પણ મને મિત્રદ્રોહ લાગે છે હુ ત્યા હોત તો તેમને આ વિષે રૂબરૂમા જ પૂછ્યુ હોત અહીંથી પણ પત્ર લખીને તેમને તમારી બાબતમા પૂછી શકુ છુ પરતુ તે પહેલા આપણી પોતાની જ કઈ ગેરસમજ થયેલી નથી એ વિષે તમે ખાતરી કરી લો તમને અત્યારે કેટલુ દુ ખ થતુ હશે એની મને કલ્પના છે, તેથી તમારુ મન શાત રહે એ હેતુથી થોડુ લખ્યુ છે તેમને વિષે તમે તમારુ મન હજુયે સ્વસ્થ રાખો તેમનુ કલ્યાણ થાય એ માટે પણ તેમની સાથે ચાલતા આવેલા આજ સુધીના સબધમા તમે કશો ફેરફાર ન કરો તેમનાથી ખરેખર કાઈ દ્રોહ થયો હોય, તોપણ તમારા સદ્વર્તનથી તેમને ક્યારેક પણ પશ્ચાત્તાપ થઈ તેમનામા સુધારો થવાનો સભવ છે આપણો મિત્ર વધારે ખરાબ ન થાય તે માટે પણ આપણે મિત્રધર્મ પર વધારે દૃઢ રહેવુ એ જરૂરી છે ઉચિત સમય અને યોગ્ય સયોગ બની બાબતોને કલ્યાણપ્રદ કરશે એવી શ્રદ્ધા અને ધીરજ તમે આ પ્રસગે રાખો દુ ખને લીધે તમારામા અસ્વસ્થતા આવ્યાને લીધે મનમા રુક્ષતા કે દ્વેષ આવવા દેશો નહી આ વાત કઠણ છે એમા શકા નથી એના કઠણપણાનુ મને ભાન છે, તે સાથે જ આ વાત કોને સૂચવુ છુ એનુ પણ મને સ્પષ્ટ ભાન છે જીવનમા કઠણમા કઠણ દુ ખો અને જેને લીધે સાધારણ માણસ ગાડો થઈ જાય એવો અસાધારણ મનનો તાપ અને ક્ષોભ જેમણે પોતાના મનની સાત્ત્વિકતાથી શાત કર્યા તેવા તમને હુ આ લખુ છુ, આ કઠણ વાત સૂચવુ છુ, એનુ મને સારી પેઠે ભાન છે. હુ તમારી પાસેથી હમેશા ઉચ્ચતર સદ્ગુણની અપેક્ષા રાખીશ ને ? જે વર્તનથી આપણી માનવતા

વધે અને પ્રકટ થતી રહે તે જ આપણો ધર્મ નહીં શું ? તે ધર્મને અનુસરીને હું આ તમને લખું છું મૈત્રીધર્મ અને ક્ષમા તમારામાં દૃઢપણે ટકાવી રાખવાનો આ પ્રસંગ છે તમે આમાં કશું કારણ નહીં માનો એની મને ખાતરી છે

કાગળ લખશો મન અને કાર્ય વિષે જણાવશો

શુભેચ્છક
**નાથ**

## ૧૫
## ભાવસ્મૃતિ અને ભ્રમનિરસનની જરૂર

તા ૧-૮-'૪૪

શ્રી ,

સપ્રેમ નમસ્કાર

તમારા આ વખતના પત્રે મારા હૃદયને એકદમ જાગ્રત કર્યું જીવનની સુખદુઃખમિશ્રિત અનેક ઘટનાઓનું સ્મરણ થયું અનેક મહત્ત્વના પ્રસંગો યાદ આવ્યા દરેક પ્રસંગ કદી પ્રેમ તો કદી કરુણા, કદી ઉદારતા તો કદી ગાંભીર્ય, કદી સાહસ તો કદી પવિત્રતાથી ભરેલો જ મને યાદ આવે છે તમારા પત્રમાં શું નથી ? કઈ ઉદાત્ત સ્મૃતિ નથી ? બધું જ છે અનેક સદ્ભાવનાઓ અને સદ્ગુણોનું દર્શન તેમાં છે તેમાં ભક્તિ છે, જ્ઞાન છે, કર્મનું મહત્ત્વ છે, વિવેક છે કૃતજ્ઞતા અને શ્રદ્ધા એ ભાવનાઓથી તો આ પત્ર પહેલેથી છેવટ સુધી ભરેલો છે તમારો આ પત્ર ઘણા વર્ષોનો આપણા એકબીજાના સંબંધનો ટૂંકમાં ઇતિહાસ જ છે ઘણા વર્ષોની અનેક વાતો, અનેક બનાવો અને તે પરથી તમારા જીવને લીધેલા જુદા જુદા વળણો અને આજની તમારી પરિસ્થિતિ – આ બધી બાબતોના ચિત્રો તમારા આ પત્ર પરથી મનમાં ખડા થાય છે

જીવનના દરેક મહત્ત્વના પ્રસંગમાંથી બોધ લેતા લેતા જીવનની સફળતા સાધવાના પ્રયત્નમાં તમે આજની સ્થિતિ પ્રાપ્ત કરેલી છે એ

ઈશ્વરની તમારા પર મોટી કૃપા છે જીવનના ધ્યેય, જ્ઞાનના નિષ્કર્ષ તરીકે જે તમે પત્રમા લખ્યુ છે તે મને યોગ્ય જણાય છે તે તમે શક્ય તેટલી સરળતાથી અને સુસગતપણે લખેલુ છે, તે વાચીને મને તમારા વિષે ધન્યતા લાગે છે આ બધી બાબતો વિષે મને આનદ થાય છે એક જ બાબત વિષે ખેદ થાય છે કે, આ બોધ અને જ્ઞાન મેળવવા માટે અને આજની સ્થિતિ પ્રાપ્ત કરવા માટે તમારે અનેક વખત કઠણ તાપત્રય સહન કરવા પડયા છે અનેક અગ્નિપરીક્ષામાથી તમારે પસાર થવુ પડયુ છે પરિસ્થિતિની અમુક સમયની પ્રતિકૂળતાને લીધે તમારી શકિત વિપત્તિ અને આપત્તિઓનો સામનો કરવામા વ્યર્થ ખર્ચાઈ એનુ દુ ખ થાય છે ઈશ્વરની એવી ઇચ્છા હતી એમ કહીને આ વિષે છેવટે સમાધાન માની લેવુ પડે છે

તમારો કૃતજ્ઞભાવ જોઈને સારુ લાગે છે તે સાથે જ દુ ખ પણ લાગે છે, કારણ કે તમારે માટે મારે જેટલુ કરવુ જોઈતુ હતુ તેટલુ હુ કરી શક્યો નથી તેનુ મને ભાન છે તેથી તમારી કૃતજ્ઞતા જોઈને મને મારે વિષે શરમ લાગે છે શક્ય તેટલી મિત્રતાથી તમારી સાથે વર્તવાનો અને તમારા હિત વિષે લક્ષ આપવાનો મારો પ્રયત્ન હોવા છતાય, મને લાગે છે કે, તમારા જેટલુ પ્રેમળપણુ મારામા નથી મારી પાસેથી તમને કઈક પ્રાપ્ત થયુ હોય તેનુ ઘણુ શ્રેય તમારી ગુણગ્રાહકતા અને સદ્‌ગુણો પરની નિષ્ઠાને છે મારુ કર્તવ્ય સપૂર્ણપણે કરવા જેટલી શકિત ઈશ્વર મને આપે એ જ આ વિષે પ્રાર્થના છે

વળી એક વાત તમારા પત્ર પરથી ધ્યાનમા આવે છે તે એ કે જીવનમા યોગ્ય સમયે યોગ્ય વિચાર અને યોગ્ય માર્ગદર્શન મળતા રહે તો માણસનો પરિશ્રમ, સમય અને દ્રવ્ય – એ બધાનો સદ્‌ઉપયોગ થતો રહી તેનું જીવન કૃતાર્થ થાય છે બાળપણમા આપણને જે સસ્કાર મળ્યા, તેનુ આપણા જીવન પર સારુ પરિણામ થયુ જીવનમા તે આપણને કલ્યાણદાયી થયુ પરતુ પછીના સમયમા અધ્યાત્મવિષયમા આપણને યોગ્ય માર્ગદર્શન ન મળ્યુ, તેને લીધે આપણી કેટલીયે શકિત ફોગટ ગઈ મારા પોતાના અનુભવ અને નિરીક્ષણ પરથી મને તો આ વાત સ્પષ્ટપણે જણાઈ આવે છે સદિચ્છા હોવા છતાયે તેના પ્રમાણમા

માણસનુ જીવન સાર્થક થઈ શકતુ નથી, તેના અનેક કારણો પૈકી એક કારણ એ જણાય છે કે, માણસને પ્રસગે યોગ્ય માર્ગદર્શન ન મળવાને લીધે તે કઈક કલ્પનામા, ભ્રમમા પડી જઈ તેમા જ ગૂચાઈ રહે છે તેમા જ તે અનેક રમ્ય, રસમય અને દિવ્ય કલ્પના કરતો રહે છે કોઈ પણ સપ્રદાય કે પથને વિચાર કરીએ તો આજે આ જ સ્થિતિ થયેલી દેખાઈ આવે છે જે ભ્રમમા ઘણા લોકો પડેલા હોય છે, તે ભ્રમ ન જણાતા તેમા જ્ઞાન કે દિવ્યતા જણાય છે અનુભવ, નિરીક્ષણ, પરીક્ષણ, વિવેક અને સારાસાર પારખી કાઢવાની દૃષ્ટિ અને શક્તિ વગર આ વાત ધ્યાનમા આવતી નથી ધ્યાનમા આવે તોયે એક વાર માનેલા મતો અને પકડેની વાતો અહકારને લીધે છોડી શકાતા નથી આવા અનેક કારણોને લીધે ભ્રમ જ કાયમ રાખવામા આવે છે સાર્વત્રિક અને પરપરાગત આ જ સ્થિતિ ચાલતી રહેલી હોવાથી તેમા કોઈ દોષ ન જણાતા ઊલટુ પરપરા ચલાવવી એ જ ધર્મ્ય કર્તવ્ય સમજવામા આવે છે આવા પ્રકારના ભ્રમ સામુદાયિક રીતે ચાલતા આવેલા હોવાથી તેનુ નિવારણ અસભવનીય જણાય છે ચિત્તની શુદ્ધિ અને સદ્ગુણોના ઉત્કર્ષમા જ માનવી જીવનની સફળતા છે એ વાત હજી આપણા બધાના મનમા દૃઢપણે ઠસતી નથી એના કારણો ઉપર જણાવ્યા છે મારા વિચારો મેં તમને કહ્યા અને તેટલો આનદ થયો તે કહેવામા મેં તમારા પર ઉપકાર કર્યો એવુ નથી મારો અનુભવ તમને બધાને થાય અને તમારુ જીવન વધારે વ્યાપક, વધારે પવિત્ર અને વધારે વિવેકપ્રધાન થાય એવી મારી ઇચ્છા છે અને ઈશ્વરને પણ એ જ પ્રાર્થના છે

શુભેચ્છક
નાથ

## ૧૬

# વ્રતોની આવશ્યકતા

પોતાની ઉન્નતિની ઇચ્છા રાખનારને નિગ્રહશક્તિ – માનસિક દૃઢતાની ઘણી જરૂર છે મનને ઇન્દ્રિયોના વેગ પ્રમાણે વહેવાની ટેવ હોય છે આ પ્રમાણે મનને અયોગ્ય માર્ગે જતા રોકવાની શક્તિ એ સયમશક્તિ તે શક્તિ વધારવા માટે આપણે નિશ્ચયી બનવુ જોઈએ. તેવા નિશ્ચય માટે આપણે કેટલાક નિયમો સ્વીકારવા જોઈએ આવી જાતના નિયમોને જ વ્રતો કહે છે હેતુરહિત અને જ્ઞાનરહિત આચરેલા વ્રતો અને નિયમોની ઉન્નતિની દૃષ્ટિથી કશી કિંમત નથી તેથી તે કર્મકાડ બને છે નિયમોમા બે પ્રકાર હોય છે એકમા નિષેધ હોય છે, એટલે ત્યાગનુ મહત્ત્વ હોય છે, જ્યારે બીજામા ચોક્કસ કર્મનો આગ્રહ હોય છે એટલે કે કર્તૃત્વ અને પુરુષાર્થ પર ભાર હોય છે શ્રેયાર્થીએ બન્ને જાતના નિયમોથી પોતાનુ માનસિક બળ વધારવાનુ હોય છે

સત્ય, બ્રહ્મચર્ય, અહિસા, અપરિગ્રહ અને અસ્તેય આ પાચ મુખ્ય વ્રતો મનાયા છે આધ્યાત્મિક માર્ગમા તેનુ ઘણુ મહત્ત્વ મનાય છે વિશેષત સન્યાસમાર્ગી લોકો આ વ્રતો પાળવાનો પ્રયત્ન કરે છે પરતુ માનવસમાજની ઉન્નતિની દૃષ્ટિથી વિચાર કરતા સમજાશે કે આ વ્રતોની આવશ્યકતા પ્રત્યેક માણસ માટે છે આ વ્રતોના પાલન વગર કોઈ પણ સમાજ સાચો માનવસમાજ બની શકતો નથી અને ટકી શકતો નથી માનવજાતિની ઉન્નતિ માટે જરૂરી સયમ અને સદ્ગુણોનો આ વ્રતોમા સમાવેશ થયો છે

જેણે કર્મમાર્ગ ત્યજ્યો છે એવા સન્યાસીને સત્ય અસત્યના પ્રસગો બહુ ઓછા આવે છે સત્યની ખરી જરૂર તો વ્યવહારમા જ છે. સત્ય, સયમ, પ્રેમ, દયા, પરિમિત પરિગ્રહ, પ્રામાણિક રીતે આજીવિકા ચલાવવી – આ બધાની જરૂર વહેવારમા જ પડે છે

સત્યથી જ આપણા સૌનો વહેવાર નિર્દોષ, સરળ, સુસગત અને કોઈની પણ હાનિ ન થાય એવી રીતે ચલાવવો શક્ય બને છે મનુષ્ય મનુષ્ય વચ્ચે પ્રેમ, વિશ્વાસ, ઐક્ય, સગઠન, પ્રામાણિકતા વગેરે સદ્‌ગુણોની આવશ્યકતા છે સત્યથી ચાલનારમા ધૈર્ય જોઈએ, તેનામા સાદાઈ જોઈએ એટલે કે એક સદ્‌ગુણને પકડવાથી બીજા અનેક સદ્‌ગુણોને સાધવા પડશે તેઓ એકબીજાના આશ્રયે ખીલે છે સદ્‌ગુણોને આધારે માનવસમાજ ટકી શકે છે સમાજમાથી સત્ય ઘટતા અધાધૂધી, અવ્યવસ્થા અને ત્રાસ નિર્માણ થાય છે તેથી સમાજના નિયમન માટે અનેક પ્રકારના કાયદાકાનૂન કરવા પડે છે કાયદાના અમલ માટે અલગ અલગ ખાતાઓ ખોલવા પડે છે આ બધાનો ખર્ચ માનવસમાજ પર પડે છે આપણે આગગાડીની ટિકિટનુ જે મૂલ્ય ચૂકવીએ છીએ તે કેવળ ભાડાખર્ચ નથી પણ તેમા વગર ટિકિટે મુસાફરી કરનારાઓને તેમ કરતા અટકાવવાના બદોબસ્તનો ખર્ચ પણ આવી જાય છે આ દૃષ્ટિએ વિચાર કરીશુ તો માલૂમ પડશે કે આજે જે રીતે માનવજાતિ આચરણ કરી રહી છે તેથી કેટલી બધી શક્તિ, દ્રવ્ય અને સમય ફોગટ ખર્ચાય છે આપણે જો સત્યના ઉપાસક હોઈએ તો આપણા પર પડનાર નિષ્કારણ વેરાઓ ઘટશે સત્ય એ પ્રત્યેક મનુષ્યને પ્રિય છે, ભલે તે લાલચથી, દુર્બળતાથી કે કોઈ પ્રલોભનથી સત્યના માર્ગથી દૂર જતો હોય છતા જેના જેના પ્રસગમા તે આવે છે તેઓ સત્યથી વહેવાર કરે એમ તે ઇચ્છે છે અસત્ય આચરનારની સાથે પ્રસગ પડે છે ત્યારે આપણને નિર્ભયતા લાગતી નથી માટે અસત્યનો સબધ કોઈ ઇચ્છતુ નથી

બ્રહ્મચર્ય એટલે સર્વ પ્રકારનો સયમ નાનીમોટી બધી વાસનાઓનો સયમ સાધ્યા વિના બ્રહ્મચર્ય સાધવુ શક્ય નથી ગૃહસ્થને આરોગ્યની જરૂર છે તેને કરકસરની જરૂર છે તેને નિયમિતપણાની જરૂર છે આ બધી વસ્તુઓ સયમ વગર શક્ય નથી ભોગ તરફ વળનારી વૃત્તિને કાબૂમા લીધા સિવાય સયમ સધાય નહીં માનવજાતિ સ્વૈરવિહાર કરવા માડે અને ધર્મ અધર્મ, યોગ્ય અયોગ્ય, ઉચિત અનુચિત, સાર્ટ-નરસુ એ બધાનો જરા પણ વિચાર ન કરતા સ્વચ્છદી બને, તો તે જગતમા

ટકી શકશે નહીં માટે જ માનવજાતિની ઉન્નતિ માટે દરેક વ્યક્તિએ પોતાની ઇચ્છા, વાસના, આશા વગેરેને અંકુશમા રાખવાની જરૂર છે યોગ્ય નિયમન એટલે સયમ

અહિંસા એટલે કોઈ પણ પ્રાણીને દુ ખ ન આપવુ તે તો ખરુ જ, પણ દુ ખ આપવાનો વિચાર પણ મનમાં ન આવવો જોઈએ વેર દ્વેષ, કલહ – આ દુર્ગુણો માનવજાતિનો ઘાત અને સત્યાનાશ કરનાર છે, જ્યારે અહિંસા, પ્રેમ, દયા – આ સદ્‌ગુણો માનવજાતિના અસ્તિત્વ માટે આવશ્યક છે આપણને કોઈ દુ ખ આપે તો તે ગમતુ નથી અને બીજા આપણને સુખ આપે તેવી ઇચ્છા કરીએ છીએ અહિંસા સૌને પ્રિય છે માનવજાતિની વૃદ્ધિ હિંસાથી નથી થઈ, પણ અહિંસાના પ્રતાપે થઈ છે દયા, કરુણા, ઉદારતા વગેરેનો ગાઢ સબધ અહિંસા સાથે છે અહિંસાની સાથોસાથ દયાનો વિકાસ થાય, તો જ અહિંસાની વૃદ્ધિ થવાનો સભવ છે અહિંસાનો અર્થ હિંસા ન કરવી એટલો જ કરવામા આવે તો વ્યક્તિ તેમ જ સમાજની ઉન્નતિ થવાની નથી, કારણ કે અહિંસા એ સદ્‌ગુણ અભાવાત્મક છે એ કેવળ નિષેધાત્મક આજ્ઞા છે, મન પર અકુશ રાખવાની રીત છે આમ થાય તો આગળ જતા નિષ્ક્રિયતા આવવાનો સભવ છે માટે જ અહિંસા સાથે દયાનો આગ્રહ હોવો જોઈએ દયાભાવમા ક્રિયાત્મકતા છે અહિંસા અને દયા વિના માનવજાતમા પ્રેમસબધનો વિકાસ થશે નહીં જેને વિષે દયા ઉત્પન્ન થાય છે તેને વિષે તેટલો સમભાવ પેદા થાય છે સમભાવ પેદા થવા માટે સમતા સાધવી જોઈએ દયા, પ્રેમ, મૈત્રી, ઉદારતા આ બધા સમભાવ નિર્માણ કરનાર છે માટે અહિંસા, સત્ય, દયાની આવશ્યકતા છે

અપરિગ્રહ સન્યાસીના અપરિગ્રહનો સૂક્ષ્મ વિચાર કરતા સમજાશે કે તે ખરો અપરિગ્રહ નથી, કારણ કે તેનુ જીવન બીજાના પરિગ્રહ પર ચાલે છે મનુષ્ય તરીકે સદાચારથી જીવવા માટે, કુટુબના નિર્વાહ માટે જરૂરી વસ્તુ પ્રાપ્ત કરવામા દોષ નથી મુશ્કેલીના સમય માટે કમાઉથી જે કોઈ સગ્રહ કરવો પડે તેને લોભ કે સદોષ પરિગ્રહ ન કહેવાય પરતુ જરૂર કરતા વધારે વસ્તુઓ પ્રાપ્ત કરવામા લોભ છે અને તે વાપરવામાં ઉડાઉપણુ છે જે વસ્તુઓની બીજાને ખૂબ

જરૂર હોય તે વખતે આપણે તેનો ઉપયોગ ન કરતા કેવળ લોભથી તેનો સગ્રહ કરી રાખીએ, તો તેમા કૃપણતા છે અને દુષ્ટતા છે આવશ્યક જરૂરિયાત અને તેને માટેનો સગ્રહ તથા લોભમાં બહુ ફરક છે દીર્ઘદૃષ્ટિ કેળવી પોતાને અને કુટુબીજનોને મુશ્કેલી ન પડે તે માટે આવશ્યક વસ્તુઓની પહેલેથી તૈયારી રાખવામા દોષ નથી, ઊલટુ એ તો સાવધાનપણાનુ ચિહ્ન છે પરિમિત પરિગ્રહ તે મધ્યમ માર્ગ છે

અસ્તેય એટલે શુદ્ધ માર્ગે આજીવિકા ચલાવવી તે કોઈની પણ હિંસા, કોઈનુ પણ શોષણ, કોઈ લૂટ કે છેતરપિંડી ન કરતા આજીવિકા ચલાવવી તેનુ નામ અસ્તેય આથી વિરુદ્ધ કોઈની અડચણનો લાભ ઉઠાવવો, કોઈના પરિશ્રમનો ફાયદો લેવો, બીજાને દુખી કરીને સુખ પ્રાપ્ત કરવુ આ સર્વ પ્રકારો ચોરી પ્રમાણે નિંદ્ય છે સમાજ ચલાવવા માટે, તેની ઉન્નતિ માટે તેમ જ તેના ધારણ, પોષણ અને રક્ષણ માટે જે વિદ્યા, કળા, હુન્નર જ્ઞાન, પરિશ્રમ વગેરેની જરૂર છે, તેમાથી કોઈ પણ માર્ગે પોતાની આજીવિકા ચલાવવી એ આજીવિકાનો શુદ્ધ માર્ગ છે અસ્તેયનો અર્થ શુદ્ધ જીવન કોઈ પણ પ્રકારનો સામાજિક દ્રોહ કર્યા વગર આપણુ જીવન લોકોપયોગી રીતે ચલાવવુ તેનુ નામ અસ્તેય સમાજની નીતિ, ચારિત્ર્ય અને સ્વાસ્થ્ય બગાડી જો આપણે પોતાની આજીવિકા ચલાવતા હોઈએ, અગર આપણા આજીવિકાના માર્ગથી સમાજની ખરાબી વધતી હોય, તો તે બધા ચોરીના પ્રકાર છે, અને તેથી તે નિંદ્ય છે માટે તેમનો ત્યાગ કરવો રહ્યો

આ રીતે પચ મહાવ્રતો વિષે વિચાર કરીશુ તો તેમા જીવનની શુદ્ધિ અને સદ્ગુણોની વૃદ્ધિનો સમાવેશ થાય છે એમ દેખાશે દુનિયાના બધા પ્રચલિત ધર્મોમા આ વ્રતોનો આગ્રહ છે જે કાઈ ફરક માલૂમ પડે છે તે દેશકાળ પરિસ્થિતિને અગે છે ત્યાગ અને સયમ માટે વ્રતોની વ્યવસ્થા છે માનવતાના વિકાસમા પચ મહાવ્રતોનો બહુ મોટો ફાળો છે એમ સમજાશે

## ૧૭

# ધારણાશક્તિની આવશ્યકતા

માનવી જીવનનુ મહત્ત્વ અને તેની વિશેષતા આપણી બુદ્ધિને માન્ય થાય તોયે જીવન શુદ્ધ અને સાર્થક બનાવવા માટે જરૂરી એવી પાત્રતા આપણે પ્રયત્નપૂર્વક મેળવવી પડે છે કોઈ પણ વાત માન્ય થાય તોયે તેને આચરણમા લાવવા માટે કેટલાક વિશેષ ગુણોની જરૂર હોય છે તે પ્રાપ્ત કરવા અને વધારવા માટે આપણે પ્રયત્નશીલ રહેવુ પડે છે આજે આપણા બુદ્ધિમાન વર્ગની બૌદ્ધિક સપાટી એટલા પ્રમાણ પર આવેલી છે કે સાધારણ રીતે કોઈ પણ બુદ્ધિગમ્ય કઠણ વિષય પણ આપણે સમજી શકીએ છીએ પરતુ તે વિષયના મુખ્ય તત્ત્વાનુસાર વર્તવા માટે જોઈતી શક્તિ આપણે પ્રાપ્ત કરેલી હોતી નથી વિષય સમજવો અને તેના તત્ત્વ પ્રમાણે આચરણ કરવુ, એમા મોટુ અતર છે સમજવા માટે બૌદ્ધિક શક્તિની અને આચરણ કરવા માટે માનસિક અને કોઈ કોઈ વાર શારીરિક શક્તિની અને કૌશલ્યની પણ આવશ્યકતા હોય છે જીવનનુ મહત્ત્વ સમજ્યા પછી માનવતા કે જીવનશુદ્ધિ માટે પ્રયત્નશીલ રહેવાને સહનશીલતા, ધૈર્ય, દઢતા વગેરે સદ્ગુણોની જરૂર છે જીવનનો ઉદાત્ત હેતુ સાધ્ય કરવા માટે ક્ષુદ્ર હેતુઓ છોડવા પડે છે તે માટે ક્ષણિક અને હલકા પ્રકારની સુખસગવડોનો ત્યાગ કરવો પડે છે સાદાઈ અને વ્યવસ્થિતતાને મહત્ત્વ આપવુ પડે છે જીવનનુ વલણ ભોગપ્રધાન હોય તો આ સાધી શકાશે નહીં તેથી આપણા મનને ત્યાગનુ વલણ આપવુ પડે છે ત્યાગ માટે સહિષ્ણુતાની જરૂર છે સહિષ્ણુતા માટે નિગ્રહ અને દઢતાની જરૂર છે આ બધા ગુણો આપણી ધારણાશક્તિ પર અવલબે છે તેથી આ માર્ગમા ધારણા શક્તિનુ—સદ્ગુણો ધારણ કરવા માટે જોઈતી શક્તિનુ ઘણુ મહત્ત્વ છે કોઈ પણ વસ્તુને હાથમા જોરથી પકડી રાખવા માટે જેમ હાથના સ્નાયુઓમા પૂરતી શક્તિની જરૂર હોય છે, તેમ ત્યાગ, સહિષ્ણુતા, સયમ,

નિગ્રહ, નિશ્ચય, ધૈર્ય વગેરે કોઈ પણ સદ્ગુણ માટે આપણામા ધારણા શક્તિની જરૂર હોય છે કયણ પ્રસગે કદી કદી ધીરજ અને શાતિ રાખવી પડે છે ત્યારે પણ આ જ શક્તિની જરૂર લાગે છે આજ આપણામા તે પ્રકારની શક્તિ ઘણી ઓછી હોવાને લીધે આપણામા સમજશક્તિ હોવા છતા આપણે પોતાની અને સમાજની અવનતિ જડપણે જોઈએ છીએ અન્યાય, દુષ્ટતા, જુલમ, અજ્ઞાન, ગરીબાઈ—બધુ જ આપણે સહન કરીએ છીએ આ બધાના દુષ્પરિણામ આપણને સમજાતા નથી એમ નહીં, તે તો આપણે પ્રત્યક્ષ ભોગવીએ છીએ પણ તે ટાળવા માટે જોઈતી શક્તિ આપણામા ન હોવાથી આપણે તે મૂગે મોઢે સહન કરીએ છીએ આપણી આજની સહિષ્ણુતા આપણને અવનતિ તરફ લઈ જાય છે, કારણ કે તે ભય અને લાચારીમાથી પેદા થયેલી છે તે આપણા દૌર્બલ્ય, દીનતા અને બીકણપણાની નિશાની છે સહિષ્ણુતા જ્યારે આપણી ઉન્નતિને સહાયક થાય છે, ત્યારે તેને સદ્ગુણ સમજ વામા આવે છે આપણી ઉન્નતિ માટે જ્યારે આપણે સમજપૂર્વક કષ્ટ સહન કરીએ છીએ, ત્યારની આપણી સહિષ્ણુતામાથી આપણા સદ્ ગુણોનુ દર્શન થઈ તેમનો વિકાસ થાય છે આવી સહિષ્ણુતાને ‘તિતિક્ષા’ કહે છે એવી તિતિક્ષા વગર આપણે સતોષપૂર્વક ત્યાગ કરી શકતા નથી જ્યા સતોષપૂર્વક ત્યાગ અને ત્યાગ સાથે શાતિ જણાય છે ત્યા વૈરાગ્ય છે એમ સમજવુ જોઈએ ભોગ વિષે પ્રીતિ ન હોવી—રસ ન હોવો એટલે વૈરાગ્ય જે વસ્તુ વિષે આપણા મનમા પ્રીતિ રહેલી નથી હોતી તેનો ત્યાગ કરવામા આપણને દુ ખ લાગતુ નથી, કઈ કઠણતા જણાતી નથી ઊલટુ બધનમાથી છૂટા થયા બદલ પ્રસન્નતા લાગે છે ગરમી ઘણી લાગતી હોય ત્યારે શરીર પરથી એકેક કપડુ જેમ આપણે કાઢીએ છીએ તેમ આપણને સારુ લાગે છે, તે પ્રમાણે ઇદ્રિયજન્ય સુખનો લોભ છોડવાથી જેના ચિત્તને શાતિ લાગે છે, તેનામા સાચો વૈરાગ્ય છે એમ સમજવુ જોઈએ

પણ આ ઘણી આગળની માનસિક અવસ્થાની વાત થઈ આપણી બુદ્ધિને માન્ય થયેલુ જીવનવિષયક ધ્યેય સાધ્ય કરવા માટે અને તે બાજુથી પ્રયત્નશીલ રહેવા માટે આપણે પ્રથમ ધારણાશક્તિ

પ્રાપ્ત કરવી જોઈએ, અને તેનો વિકાસ પણ કરવો જોઈએ તેના વગર આપણામાં દઢતા આવશે નહીં દઢતા અને નિશ્ચય સિવાય ત્યાગ સધાશે નહીં અને ટકશે નહીં ધૈર્ય વગર અને અંતઃકરણના બળ વગર ત્યાગમા સહજતા આવશે નહી માટે સહિષ્ણુતા, દઢતા, ત્યાગ, ધૈર્ય, નિગ્રહ વગેરે પૈકી કોઈ પણ ગુણ ધારણાશક્તિ વગર આપણે પ્રાપ્ત કરી શકીશુ નહીં

જીવનશુદ્ધિનો પ્રયત્ન કરનારાને શરૂઆતમાં તો કેટલાંક અંતર્બાહ્ય કષ્ટો સહન કરવા જ પડે છે, મનને પડી ગયેલાં જુદાં જુદાં અયોગ્ય વલણો પ્રયત્નપૂર્વક બદલવા પડે છે, ચિત્ત પર પડેલા કુસસ્કારો અને પડી ગયેલી ખરાબ ટેવોનો નાશ કરવા માટે પોતાના જ મન સાથે ઝઘડવુ પડે છે. તેમા સહન કર્યા વગર ચાલતુ નથી અંતર્બાહ્ય ઝઘડામાં ટકી રહી યશ મેળવવા માટે ધૈર્ય ધારણ કરવુ પડે છે. નહીં તો જીવનશુદ્ધિનો પ્રયત્ન ન કરતાયે આપણે કઈ ઓછું સહન કરવું પડતુ નથી આપણી દુરાશાઓ, જુદી જુદી તૃષ્ણાઓ, કામનાઓ, ઇંદ્રિયજન્ય લાલસાઓ, કામક્રોધના આપણા વેગો, અસત્યાચરણ, રાગ-દ્વેષ, તેમ જ સામાજિક રીતરિવાજો, ધાર્મિક અંધશ્રદ્ધા, અજ્ઞાન, ભોળપણ, આપણી સાથે થતા અન્યાય, જુલમ, છળકપટ, દગો અને વિશ્વાસઘાતના પ્રકારો, કૃતઘ્નતા અને પ્રેમભંગને લીધે થતા હૃદયાઘાત વગેરે અંતર્બાહ્ય કારણોને લીધે આપણે રોજ કેટલીયે રીતે સહન કરવુ પડે છે પરતુ આ સહનશીલતાને લીધે આપણે દિવસે દિવસે વધારે જડ અને પામર થતા જઈએ છીએ. આપણે અને આપણો સમાજ આ જ અવસ્થામાં ચાલુ રૂઢિ પ્રમાણે ચાલતા હોવાથી આપણી અવનતિનું આપણને ભાન પણ નથી આ સ્થિતિમાં આપણે એટલા રૂઢ થઈ ગયા છીએ કે એમાથી આપણે નીકળવુ જોઈએ એવો પણ ભાવ આપણા ચિત્તમાં ઊઠતો નથી આ પ્રવાહપતિત અવસ્થામા આપણામાં અને સમાજમાં અનેક હલકી મનોવૃત્તિઓ વધતી હોય છે. તેથી પરસ્પર સંઘર્ષ અને કલેશના પ્રસંગો વધે છે. આપણુ અંતર્બાહ્ય વાતાવરણ અતિશય મલિન થયેલુ છે. જીવનશુદ્ધિની દૃષ્ટિથી આ ઘણી અવનત અવસ્થા છે. આ અવસ્થામા આપણે સહન કરવું પડતું નથી શુ?

અને સહન કરીને અવનતિ સિવાય આમા આપણને શુ પ્રાપ્ત થાય છે?

ઉપર પ્રમાણે જીવનનો વિચાર કરીને જે એમ સમજ્યો હોય કે જીવન કોઈ પણ પ્રકારે ચલાવીએ તોયે તેમા સહન કર્યા વગર ચાલતુ નથી – ઉન્નત થવુ હોય તોયે સહન કરવુ પડે છે અથવા ઉન્નતિનો ખાસ પ્રયત્ન ન કરતા સર્વ સાધારણ રૂઢિ પ્રમાણે જીવન ચલાવીએ તોયે સહન કર્યા વગર બીજી ગતિ નથી – એક માર્ગમા ઉન્નતિની આશા છે તો બીજામા અવનતિની ખાતરી છે, એવી સ્થિતિમા વિવેકી પુરુષ ઉન્નતિનો માર્ગ સ્વીકારીને તેમા જે કષ્ટો સહન કરવા પડે તે સહિષ્ણુતા અને ધૈર્યથી સહેવાને તૈયાર થશે આપણે ઉદાત્ત હેતુથી સમજીબૂજીને જ્યારે કષ્ટો સહન કરવાને તૈયાર થઈએ છીએ, ત્યારે તે માર્ગમા આવતા બધા સકટો અને અડચણોનો સામનો કરવાની આપણી તૈયારી હોય છે ઉદાત્ત હેતુને લીધે આપણામા નિત્ય નવો ઉત્સાહ પેદા થાય છે આત્મવિશ્વાસ અને યશ વિષેની ખાતરીને લીધે સકટો અને કષ્ટો બાબત પરવા ન કરનારી એક નિર્ભય અને બેફિકર વૃત્તિ આપણામા ઉત્પન્ન થાય છે અને આ બધાના પરિણામરૂપે કષ્ટોની કઠણતા, સકટોની ભયાનકતા અને અડચણોની તીવ્રતા આપણને જણાતી નથી આ પ્રકારના જીવનમા અને ઉન્નતિનો કશો હેતુ ન રાખતા ચલાવેલા જીવનમા, બનેમાયે સહિષ્ણુતા દેખાતી હોય તોયે એક જાતના જીવનમા સહિષ્ણુતા સાથે ધૈર્ય, આત્મવિશ્વાસ, ઉત્સાહ, ધન્યતા વગેરે ઉન્નત ગુણો દેખાશે તો બીજામા દીનતા, જડતા, દુર્બળતા, બીકણપણ વગેરે દોષો જણાઈ આવશે એક જ સહિષ્ણુતા સદ્ગુણોના સાહચર્યથી માણસને ઉન્નતિનુ અને દોષોના સબધથી અવનતિનુ કારણ બને છે એ પરથી આપણે એટલુ સમજી શકીએ છીએ કે એક જ પ્રકારની શક્તિ જ્યારે ઉદાત્ત હેતુથી ઉચિત રીતે ઉપયોગમા લેવાય છે, ત્યારે તે માણસનો ઉદ્ધાર કરી શકે છે અને તે જ શક્તિ ક્ષુદ્રપણે અને અજ્ઞાનથી વપરાય છે, ત્યારે તે જ તેના નાશનુ કે તેને અવનતિ તરફ લઈ જવાનુ કારણ બને છે તરતા આવડનાર કે ન આવડનાર બને અકસ્માત્ પાણીમા પડે તો બને

જોરથી હાથપગની ક્રિયા કરવા લાગશે. જેને તરતાં આવડતુ નથી તે વધારે જોરથી અવ્યવસ્થિતપણે ક્રિયા કરશે, પરતુ તરનાર તેમાંથી તરી જઈ જીવ બચાવી બહાર આવશે અને ન તરનાર બૂડી જશે. બંને જણ પોતપોતાની રીતે શક્તિ ખર્ચશે પણ બનેનુ પરિણામ પરસ્પર વિરુદ્ધ આવશે. લડાઈનો પ્રસગ આવતાં વીર પોતાના બાહુબળ પર પ્રતિપક્ષીનો સામનો કરીને વિજયી થાય છે, અને તે જ પ્રસગે બીકણ, બધી શક્તિ પગમાં ભરી તે બળ પર નાસી જાય છે. પગની શક્તિને હાથમાં લાવવાનુ તે સાધી શકે તો તે જ શક્તિ તેને વીર બનાવી શકે, પરતુ તે માટે જોઈતુ ધૈર્ય – ધારણાશક્તિ તેનામાં હોય તો જ એ બધું તેનાથી સધાય; તે વગર તે શક્ય નથી.

આ બધુ પ્રતિપાદન કરવાનું તાત્પર્ય એ છે કે ઉન્નતિ માટે માણસમાં એકાદ શક્તિ હોય તેટલાથી ન ચાલે. તે શક્તિ સાથે બીજા સદ્‌ગુણોનો મેળ હોવો જોઈએ. બુદ્ધિને એકાદું તત્ત્વ સ્વીકાર્ય થાય, તે આપણને માન્ય થાય તો તેટલાથી આપણે આપણું જીવનધ્યેય પ્રાપ્ત કરી શકતા નથી. તેથી જીવનશુદ્ધિ કે માનવતાનું ધ્યેય આપણે ગળે ઊતર્યું હોય, માન્ય થયું હોય તોયે તે સિદ્ધ કરવા માટે તે બધા સાથે ધારણાશક્તિની ઉપાસના કરવી પડે છે. સારી વાત સમજવા જેટલો આપણો બૌદ્ધિક વિકાસ થયો છે, માનવતાનાં કેટલાંક લક્ષણો પણ આપણામાં આવ્યાં છે તેથી માનવતાનું ઉચ્ચ ધ્યેય આપણને માન્ય થાય છે, તે આપણામાં રુચે છે અને પ્રિય પણ લાગે છે. આજે આપણે આટલીયે માનસિક સપાટી પર આવ્યા છીએ એ આપણું ભાગ્ય છે. આ ભાગ્યમાંથી આપણામાં આગળની દૃષ્ટિ અને તે સાથે શક્તિ પણ આવવી જોઈએ અને આ માર્ગમાં આપણે પ્રયત્નશીલ રહેવું જોઈએ. તે માટે આપણને ધારણાશક્તિની જરૂર છે. તત્ત્વજ્ઞાનની ચર્ચામાં સૂક્ષ્મ પીંજવા જેટલી આપણી બુદ્ધિ કુશાગ્ર અને સમર્થ થઈ હોય, તોયે દૃઢતા, નિગ્રહ, નિશ્ચય, સંયમ, ધૈર્ય વગેરે ગુણોની ધારણા વગર આ માર્ગમાં આપણે આગળ જઈ શકીશું નહીં. તલવારને ઘસીને ગમે તેટલી તીક્ષ્ણ અને ધારવાળી આપણે બનાવી હોય અથવા બંદૂક કે પિસ્તોલને ગમે તેટલી ઘસી સાફ કરી તેમાં કારતૂસ ભરીને સજ્જ

કરી હોય, પણ હૃદયમા ધૈર્ય અને દઢતા ન હોય તો વાઘ સામે આવતા તે શસ્ત્રોનો આપણાથી કશો ઉપયોગ થઈ શકતો નથી લગભગ તે જ સબધ બૌદ્ધિક સમજણ અને ધારણાશક્તિ ને ધૈર્ય વચ્ચે છે એમ વિચાર કરતા લાગે છે પોતામા રહેલી અશુદ્ધિ દૂર કરી શુદ્ધતા ધારણ કરવા માટે આ શક્તિની જરૂર છે તે વગર સદ્‌ગુણો ધારણ થઈ શકશે નહીં ધૈર્ય વગર કેવળ તિતિક્ષાથી સહિષ્ણુતા વધે તોયે તે આપણને અન્યાય, જુલમ અને છળ સહન કરાવે અને પછી આપણામા ગુલામીવૃત્તિ કે જડતા નિર્માણ કરે, એવો સભવ છે પરતુ તિતિક્ષા સાથે જો આપણામા ધૈર્ય અને દઢતા પણ હોય તો આપણામા તેજસ્વિતા અને આત્મવિશ્વાસ પેદા થશે સદ્‌ભાવ મનમા ઊઠે તોયે તેનુ સદ્‌ગુણમા પર્યવસાન થવા માટે વચમા આ શક્તિની જરૂર છે જીવન શુદ્ધ કરવુ જોઈએ, આપણો વ્યવહાર શુદ્ધ થવો જોઈએ એમ લાગે તોયે તે પ્રમાણે આચરણ કરવા માટે જોઈતી અને આપણા મનને તે દિશામા ગતિ આપનારી શક્તિ આપણામા હોવી જોઈએ તે આપણને સાધ્ય થાય તો આપણા જીવનમા પરિવર્તન થઈ આવશે દોષ અને દુર્ગુણમાથી તે આપણને સદ્‌ગુણ તરફ વાળશે દીનતા અને લાચારી કાઢી તે આપણામા વિનય અને નમ્રતા લાવશે અહકારને સ્થાને આત્મવિશ્વાસ પેદા કરશે આશા અને તૃષ્ણામાથી છોડાવી તે આપણને સતોષમા રાખશે આપણી પશુતા અને જડતા દૂર કરી તે આપણને સ્ફૂર્તિવાન અને ચૈતન્યમય બનાવશે દુર્બળતામાથી તે સામર્થ્ય તરફ લઈ જશે જીવનના દરેક ક્ષેત્રમા તે આપણને મદદગાર થતી રહી આપણુ જીવન પવિત્ર, ઉજ્જ્વલ, પ્રભાવી અને યશસ્વી કરશે તે સાધ્ય થાય તેના પર આપણી ઉન્નતિ, આપણી શુદ્ધિ અને માનવતાનો આધાર છે દરેક શ્રેયાર્થીને આ શક્તિની આરાધના કરવી પડે છે તેની મદદ વગર આજ સુધી કોઈ પણ ઉન્નત થઈ શક્યુ નથી તેથી જીવનનુ મહત્ત્વ અને વિશેષતા સમજ્યા પછી આ શક્તિ પ્રાપ્ત કરવા માટે દરેકે પ્રયત્નશીલ રહેવુ જોઈએ

## ૧૮

# ધારણાશક્તિનો અભ્યાસ – ૧

જીવનશુદ્ધિના પ્રયત્નમા ધારણાશક્તિનુ મહત્ત્વ કેટલુ છે તે વિષે* સવિસ્તર કહેવામા આવ્યુ છે જીવન શુદ્ધ કરવા માટે અનેક સદ્‌ગુણોની જરૂર છે એનું ભાન હોય અથવા ખાતરી હોય તોપણ તેટલાથી તે સદ્‌ગુણો પ્રાપ્ત થતા નથી તે માટે તેમનુ અનુશીલન કરવુ પડે છે અને તે માટે યોગ્ય અભ્યાસ કરવો પડે છે

કુદરતના નિયમાનુસાર મનુષ્યનો જન્મ થાય છે વડીલ માણસો તેનુ પાલનપોષણ કરે છે તેનુ શરીર કંઈક કુદરતના નિયમથી અને કંઈક યોગ્ય અને વ્યવસ્થિત પાલનપોષણને લઈને વધતુ જાય છે શરીરની વૃદ્ધિ થવા માટે કુદરતનો ક્રમ જેમ કારણ છે તેમ માનવજાતિમા પ્રચલિત થયેલુ આરોગ્ય, ખાનપાન, પાલનપોષણ, સવર્ધન વગેરે વિષયોનુ શાસ્ત્રીય જ્ઞાન પણ કારણ છે તે જ્ઞાનને માનવજાતિમાથી કાઢી નાખીએ તો માણસ ફરીને પોતાની પહેલાની અવસ્થાએ જઈ પહોચશે એમા શકા નથી મનુષ્ય સિવાયનુ કોઈ પણ પ્રાણી દુનિયામા વિલક્ષણ ફેરફાર કરી શકતુ નથી પચભૂતોમાની જુદી જુદી શક્તિઓનો અથવા તેમને એકત્ર કરી તેમાથી પેદા થનારી શક્તિઓનો ઉપયોગ કરીને આપણને પોતાને સગવડ અને સુખકારક એવી દુનિયા બનાવવાનો પ્રયત્ન માણસ જ કરી શકે છે આ પ્રયત્નોમાથી કેટલાક તેની ઇચ્છા પ્રમાણે સિદ્ધ થાય છે, તો કેટલાક નિષ્ફળ થાય છે તોપણ તે પરથી આપણે એટલુ ખાતરીપૂર્વક સમજી શકીએ છીએ કે મનુષ્ય પોતાના પ્રયત્નથી શક્તિ, બુદ્ધિ, વિદ્યા, કલા, જ્ઞાન, સહકાર સહાનુભૂતિ વગેરેને લઈ ને આજની સ્થિતિએ આવેલો છે કેવળ નૈસર્ગિક ક્રમ અને અનુકૂળતા પર ન રહેતા તે પોતાની બુદ્ધિ ચલાવીને અને પુરુષાર્થ કરીને પોતાના શરીર, બુદ્ધિ અને મનને વધારે ને વધારે કાર્યક્ષમ બનાવતો આવ્યો છે આ ત્રણેયનો

* ધારણાશક્તિની આવશ્યકતા' વાળા લેખમા

વિકાસ તેણે સાધેલો છે. કેટલાક ભાવો, સસ્કારો, સદ્ગુણો માણસમાં બીજરૂપે કુદરતી જ ભિતરેલા હોય છે. તેમનો વિકાસ યોગ્ય સહવાસ, શિક્ષણ અને પરિસ્થિતિને લીધે કંઈક અંશે સહેજે થાય છે, તોપણ તેમનો વિકાસ કરવા માટે દરેક વ્યક્તિએ ખાસ પ્રયત્ન કરવો પડે છે. તે પ્રયત્ન ધારણાશક્તિના અભ્યાસ વગર થઈ શકતો નથી. તેથી જ જીવનશુદ્ધિ અને સિદ્ધિના માર્ગમાં તે શક્તિનું મહત્ત્વ છે

વિચાર કરતાં ધ્યાનમાં આવશે કે આપણા શરીરનાં રોજનાં સ્વાભાવિક જણાતાં કાર્યો ચાલવામાં આપણી ધારણાશક્તિ જ કારણ છે. શરીરના જુદા જુદા અવયવોમાં, સ્નાયુઓમાં ધારણ કરવાની શક્તિ ન હોય તો કોઈ પણ કાર્ય થઈ શકે નહીં. હાથની ક્રિયાશક્તિ, આખાયે શરીરનો ભાર વહેવાની અને ચાલવાની પગની શક્તિ, જઠરની પાચન-શક્તિ વગેરે બધી શક્તિઓ માટે આપણી તે જ શક્તિ કારણભૂત છે, એટલુ જ નહીં પણ કોઈ પણ શક્તિ એટલે ધારણાશક્તિ એમ કહીએ તો અતિશયતા નહીં થાય. તે પૈકી કેટલીક આપણને વંશપરપરાથી મળેલી હોવાથી તે સહજ જણાય છે. કેટલીક આપણે ક્યારેક પણ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરેલી હોય છે અને કાળાંતરે તે આપણને સ્વાભાવિક જેવી થઈ ગઈ હોય છે. પરતુ તે પૈકી દરેક વિશિષ્ટ શક્તિ આપણા પૂર્વજોએ કે આપણે પહેલાં પ્રયત્નપૂર્વક સિદ્ધ કરેલી હોય છે. આપણે શિક્ષિત કહેવડાવનારા માણસો હાથમાં, ખભા પર કે માથા પર વધારે ભાર સહન કરી શકતા નથી. તે તે ભાગ કે અવયવોના આપણા સ્નાયુઓમાં ભાર સહન કરવાની શક્તિ વધેલી નથી હોતી એ તેનું કારણ છે. તે શક્તિ પ્રયત્ન વગર પ્રાપ્ત થતી નથી એકાદ વજન-દાર પદાર્થ કે વસ્તુ આપણે હાથથી ઊંચકી શકીએ, તોપણ તેનો ભાર આપણે વધારે વખત સહન કરી શકતા નથી અથવા તે પદાર્થ કે વસ્તુ લઈને આપણે દૂર સુધી ચાલી શકતા નથી. આ બધી ક્રિયાઓ માટે જુદા જુદા પ્રમાણમાં વધારે ને વધારે શક્તિની જરૂર હોય છે. તે માટે જુદા જુદા સ્નાયુઓને યોગ્ય એવી તાલીમ આપવી પડે છે. સતત અભ્યાસ વગર સ્નાયુઓમાં જોઈતી શક્તિ પૈદા થઈ શકતી નથી. શરીરની જેમ

બુદ્ધિનો વિષય લઈએ, તો તેમાં પણ આ જ પ્રકાર દેખાય છે. સ્મૃતિ—સ્મરણ રાખવુ એ બુદ્ધિનો એક ગુણ છે. તે માટે પણ બૌદ્ધિક શક્તિની જરૂર છે. તે શક્તિ કોઈનામાં ઓછી તો કોઈનામાં વધારે પ્રમાણમાં જણાય છે. વિષય, પદાર્થ, કાર્ય, ઘટના એ પૈકી કોઈનીયે સ્મૃતિ રાખવી એટલે આપણા મસ્તિષ્કમાં કોઈ પણ જગાએ તે વસ્તુનું પ્રતિબિંબ પકડી રાખવુ. આ પકડ જેને સધાતી નથી તેને સ્મરણ રહેતુ નથી. નાના બાળકો અથવા જેમના મસ્તિષ્કનો વિકાસ થયેલો નથી એવા મોટી ઉંમરના અનાડી માણસો પણ લાંબો કાળ સ્મરણ રાખી શકતા નથી; કારણ કે પકડી રાખવાનું બળ તેમના સ્નાયુઓમાં આવેલુ હોતું નથી. તેમાં ધારણ કરવાની શક્તિ વધેલી હોતી નથી. નાના બાળકને કે આવા અનાડી માણસને બે સંદેશાઓ એકદમ કહી બે જુદી જુદી જગાઓએ પહોંચાડવા માટે મોકલવામાં આવે, તો પ્રસંગે તેમને બંનેનું વિસ્મરણ થાય છે અથવા તે પહોંચાડવામાં ઊલટાસૂલટો કંઈ ગોટાળો થઈ જાય છે. પરંતુ એક જ સંદેશો કહીએ તો તેટલું કાર્ય થઈ શકે છે. તે જ સંદેશો પહોંચાડવામાં વચમાં કંઈક સમય ચાલ્યો જાય તો તેનુંયે વિસ્મરણ થવાનો સંભવ છે. અનેક વિષયોનું સ્મરણ રાખવા માટે અથવા તે લાંબો સમય ટકાવવા માટે જોઈતી તેમના મસ્તિષ્કની વૃદ્ધિ થયેલી હોતી નથી એ તેનું કારણ છે. તેને લઈ તેમનામાં ધારણા-શક્તિ આવેલી હોતી નથી. ધારણાશક્તિ માટે પણ મસ્તિષ્કનો કંઈક પ્રમાણમાં વિકાસ થવો જોઈએ. ત્યાર પછી પણ સ્મરણ રાખવા માટે મસ્તિષ્કમાં કેટલીક ક્રિયાઓ નિર્માણ કરવી પડે છે. કેટલાક ખાસ સ્નાયુઓ અને જ્ઞાનતંતુઓને ગતિ આપવી પડે છે. આવા પ્રયત્નથી જ તેમાં ધારણાશક્તિ આવતી જઈ મનુષ્યનો બૌદ્ધિક વિકાસ થાય છે. વિસ્મરણ થયેલી બાબતોનું સ્મરણ કરવાના પ્રયત્નમાં આપણે આપણા મસ્તિષ્કમાં કંઈક તીવ્રતા ઉત્પન્ન કરવી પડે છે. એકાદ વાતનું વિસ્મરણ ન થવા માટે તે જ વખતે આપણે એક પ્રકારની માનસિક દક્ષતા લાવી દક્ષતા રાખવી પડે છે. એવે પ્રસંગે આપણે પોતાના મસ્તિષ્કને કંઈ વિશિષ્ટ ગતિ આપીએ છીએ. તે તે પ્રસંગોમાંની તીવ્રતા, દક્ષતા અને ગતિ આપવાના પ્રયત્નથી આપણા મસ્તિષ્કમાં, તેના સૂક્ષ્મ સ્નાયુઓમાં

અને જ્ઞાનતંતુઓમા ધારણ કરવાની શક્તિ આવે છે જીવનના જુદા જુદા એવા પ્રસગોમા ધારણાશક્તિની વૃદ્ધિ થાય છે

આ પ્રમાણે જીવનમા ધારણાશક્તિની વૃદ્ધિ થતી હોય તોયે જીવન-શુદ્ધિનો પ્રયત્ન કરવાની દૃષ્ટિથી તે પૂરતી નથી દરેક મનુષ્યની શરીરની, તેની શક્તિની તેમ જ બુદ્ધિનીયે વૃદ્ધિ તેની વધતી જતી ઉમરના પ્રમાણમા થતી હોય, તોપણ જેને શરીર, તેની શક્તિ કે પોતાની બુદ્ધિનો કોઈ નિશ્ચિત મર્યાદા સુધી વિકાસ કરવો હોય, તો તેને કોઈ ખાસ અભ્યાસ કરવો પડે છે તે વગર તેને તેની ઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત થતી નથી તે જ પ્રમાણે જીવનશુદ્ધિ અને સિદ્ધિ માટે પણ માણસને કોઈ અભ્યાસ, કોઈ પ્રયત્ન કરવો જ પડે છે અપેક્ષિત અને ખાસ શક્તિની વૃદ્ધિ પ્રયત્ન વગર થતી નથી અને તે પ્રકારના દૃઢ સકલ્પ વગર મનુષ્ય તે દિશામા જીવનભર પ્રયત્નશીલ રહી શકતો નથી જીવન વિષે કોઈ ઉદાત્ત હેતુ અને કોઈ ઉચ્ચ આકાક્ષા રાખ્યા વગર પ્રયત્ન માટે જોઈતો ઉત્સાહ સતત ટકી શકતો નથી તેથી દૃઢ સકલ્પ અને મહત્ત્વાકાક્ષા વગર જીવનશુદ્ધિ માટે જોઈતી ધારણાશક્તિ આપણે પ્રાપ્ત કરી શકીશુ નહીં પોતાના દોષો, પોતાના દુર્ગુણો અને પોતાની અવનત અવસ્થા વિષે દુ ખ અને શરમ લાગ્યા સિવાય મનુષ્ય ઉન્નતિના માર્ગે આગળ જઈ શકતો નથી અપયશ અને અપકીર્તિનો ભય અને શરમ જેને લાગતા નથી તે યશ માટે કદી પણ પ્રયત્નશીલ રહી શકતો નથી આ દૃષ્ટિએ વિચાર કરતા પોતાની અશુદ્ધિ અને દોષો વિષે આપણને દુ ખ લાગે તો જ જીવન શુદ્ધ કરવાના પ્રયત્ન પાછળ આપણે દૃઢતાપૂર્વક લાગીશુ માણસાઈને ન શોભનારી, ઊલટુ કલકિત કરનારી બાબતો, આપણા દોષો અને દુર્ગુણો વિષે આપણા મનમા ઘૃણા પેદા થવી જોઈએ દુર્ગુણો વિષે દુ ખ અને પોતાના સદ્‌ગુણો વિષે નિરહકારિતા લાગ્યા સિવાય આપણે ઉન્નત થઈ શકીશુ નહીં, એનુ આપણને સતત ભાન રહેવુ જોઈએ દોષોના ત્યાગ અને સદ્‌ગુણોના પ્રયત્નપૂર્વક અનુશીલન વિષે આપણે હમેશ સાવધ અને દક્ષ રહેવુ જોઈએ ત્યાગ અને અનુશીલન માટે ધારણાશક્તિની જરૂર છે આપણામા રહેલી તે શક્તિને દરરોજ કાર્યમા લગાડીને આપણે જાગ્રત રાખવી જોઈએ અને પ્રયત્ન

તેને વધારવી જોઈએ તેને અમન કેમ કરવી અને કેમ વધારવી તે વિષે જીવનના બીજા અનુભવો પરથી આપણે થોડો સૂક્ષ્મ અને ઊંડો વિચાર કરતા શીખવું જોઈએ

આપણા હાથની વસ્તુ કોઈ જબરદસ્તીથી લઈ લે તો તે હાથમાંથી ન જાય, તે માટે તે પ્રસંગે આપણા શરીર, બુદ્ધિ વગેરેની બધી શક્તિઓનો પ્રવાહ વસ્તુને પકડેવા સ્નાયુઓમાં જેમ આપણે લાવીએ છીએ, ભયના પ્રસંગે ભાગી જતા બધી શક્તિ અને ગતિ જે પ્રમાણે પગમાં લાવીએ છીએ, કઠણ પ્રશ્નો છોડતી વખતે આપણે પોતાની જ્ઞાનશક્તિનો પ્રવાહ જેમ મસ્તિષ્કના જ્ઞાનતંતુમાં લાવીએ છીએ, તે પ્રમાણે આપણા મનનું દૌર્બલ્ય કાઢી નાખવા માટે અને તેમાં શક્તિ લાવવા માટે આપણે અંતર્મુખ થઈ પોતાનું અવલોકન કરવું જોઈએ. અને પોતાની બધી શક્તિઓના પ્રવાહને નિગ્રહ દ્વારા યોગ્ય સ્થાનમાં લાવવાનું — કેંદ્રિત કરવાનું આપણે સાધવું જોઈએ. આપણામાં કયા પ્રકારના દોષો છે, કયા પ્રકારનું માનસિક દૌર્બલ્ય છે, કઈ અશુદ્ધિ છે, કયા દુર્ગુણો કેટલા પ્રમાણમાં ભરેલા છે તે શોધી કાઢવું જોઈએ કુસંસ્કારો, ખોટી ટેવો કઈ છે અને તેમાં ફરક શો છે તે શોધવું જોઈએ. દોષોમાં વ્યક્તિગત કયા, સંસર્ગ અને સોબતને લીધે, પરિસ્થિતિને લીધે અને કઠણ પ્રસંગો, આવેશ ને આવેગને લીધે થતા કયા, તે પણ જાણવું જોઈએ. અવિવેક, અસાવધતા, જડતા ને બેપરવાઈને લીધે થતા કયા, તે ઓળખવું જોઈએ. રૂઢિને લીધે, લોકલાજ, સંકોચ, ભય, લાલચ વગેરેને લીધે કયા દોષો થાય છે, તે પણ આપણે સમજવું જોઈએ. આજ સુધીના તે વિષેના અજ્ઞાનનું કારણ શોધવું જોઈએ. કયા દોષો વિષે આપણને દુઃખ ન લાગતાં ઊલટું અભિમાન અને ગૌરવ જણાય છે, કોને વિષે દુઃખ લાગે છે, કોને વિષે શરમ લાગે છે, કોને વિષે પશ્ચાત્તાપ જણાય છે વગેરે બધું ધ્યાનમાં લેવું જોઈએ તે પરથી તેમની તીવ્રતા કે મંદતા, સૌમ્યતા, ઉગ્રતા કે દૃઢતા સમજાશે. પોતાના મનની સ્થિતિનું પૂર્ણ જ્ઞાન થવા માટે માણસે પોતાના મનની સારી બાજુ પણ ઓળખવી જોઈએ. પોતાના સુસંસ્કારો, સારી ટેવો અને સુસ્વભાવની પણ માહિતી આપણને

હોવી જોઈએ. પોતાના સ્વભાવ તરીકે બનેલા સદ્‌ગુણ કયા તે આપણા ધ્યાનમાં આવે તો તેના આધારે આપણે ઉન્નત થઈ શકીશુ આ પ્રમાણે પોતાના મનનુ નિરીક્ષણ, પરીક્ષણ અને પૃથક્કરણ કરતા આપણા કયા માનસિક દોષ માટે આપણી, શારીરિક અને બૌદ્ધિક અપાત્રતા કેટલે અંશે કારણભૂત છે તે પણ આપણા લક્ષમા આવશે. આ રીતે સર્વ બાજુથી પોતે પોતાને તપાસ્યા પછી પોતાની ખરી સ્થિતિ આપણા ધ્યાનમા આવશે અને તે પ્રમાણે આપણે આગળ પર પ્રયત્નશીલ રહીશુ

આપણા માનસિક દોષો માટે શારીરિક અથવા બૌદ્ધિક અપાત્રતા કારણ હોય તો તે દૂર કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ કોઈ પણ સદ્‌ગુણ બીજા સદ્‌ગુણ વગર રહી શકતો નથી તે જ પ્રમાણે કોઈ દોષ બીજા દોષની મદદ વગર નભતો નથી, તેથી કયો દોષ કયા દોષ પર અવલબે છે તે આપણને ઓળખતાં આવડવુ જોઈએ આપણામા નિર્ભયતા ન હોઈ ઘણ, બીકણપણ હોય તો તેનું કારણ, શારીરિક, બૌદ્ધિક અથવા આર્થિક દુર્બળતા છે કે બીજુ કાઈ છે તેનુ આપણને જ્ઞાન હોવુ જોઈએ. સત્યનિષ્ઠા અને પ્રામાણિકતાનો આપણામાં અભાવ હોય, તો તેનાં કારણો આપણે જાણવાં જોઈએ કયા કારણને લીધે આપણુ મન પ્રસગ આવતાં વિચલિત થાય છે તે આપણે ધ્યાનમાં લેવુ જોઈએ અને તે કારણનો નાશ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. કારણ ન સમજાતા ગમે તેવો ઉપાય કે પ્રયત્ન કરતા રહેવાથી તે પ્રયત્નમા સિદ્ધિ મળશે નહીં. તેથી દોષ અને તેના કારણો આપણે સમજવા જોઈએ કોઈ એક સદ્‌ગુણ આપણો સ્વભાવ બન્યો હોય તો તેના આધારે આપણી ઉન્નતિ જલદી થઈ શકે છે આપણામા કરુણા ઉત્પન્ન થાય તોપણ ત્યાગ સિવાય કરુણાનું કાર્ય થઈ શકતુ નથી ત્યાગની તૈયારી ન હોય તો ધારણાથી તે શક્તિ નિર્માણ કરવી જોઈએ. પણ તે જ કરુણા આપણો સ્વભાવ બન્યો હોય તો ધારણા-શક્તિની જરૂર ન લાગતા આપણા તરફથી સહેજે કરુણાનુ કાર્ય થઈ શકશે.

આપણા માનસિક દૌર્બલ્યને લીધે આપણી ઉન્નતિ અટકી ગઈ હોય, તો એવે વખતે દૌર્બલ્ય અને તેના કારણભૂત બીજા દોષો પર

ઉપાય કર્યા વગર આપણે આગળ જઈ શકીશુ નહી તે વખતે પોતાના જીવનવિષયક ઉચ્ચ હેતુનુ અને મહત્ત્વાકાક્ષાનુ સ્મરણ કરીને આપણે પોતે જાગ્રત રહેવુ જોઈએ આપણો જન્મ જીવન વિષેના ઉચ્ચ અને પવિત્ર હેતુ માટે છે એનુ ભાન આપણે સતત રાખવુ જોઈએ જીવન વિષયક સત્ અને મહાન સકલ્પને ફરી ફરીને જાગ્રત કરવો જોઈએ આપણા માર્ગની ભયપ્રદ કલ્પનાઓને દૂર કરવી જોઈએ દૌર્બલ્ય અને દોષોનો ત્યાગ કરતા કાઈ સહન કરવુ પડે તો તે સહન કરવુ જોઈએ એ વિચારથી નિશ્ચયને દૃઢપણે પકડી રાખનારી એક અચલ અને કોઈ પણ ભયને ન ગણકારનારી વૃત્તિ નિર્માણ કરવી જોઈએ ત્યાગ માટે સયમ સાધવો જોઈએ એવા સયમની તૈયારી કરવી જોઈએ સયમ એટલે ટેવને લીધે ઇચ્છાનુસાર દોડતી વૃત્તિઓને રોકવી તે એ વખતે ત્યાગ, મનની દૃઢતા, વૃત્તિઓને ખેંચી પોતાને સ્થાને રાખવી—આ બધા માટે ધારણાશક્તિની જરૂર છે અને તે શક્તિ એવે જ પ્રસગે નિર્માણ કરતા આવડવી જોઈએ આ બધી બાબતો સાધતી વખતે મનને કહો કે ચિત્તને કહો નિશ્ચય અને નિગ્રહથી કઠણ બનાવવુ જોઈએ ઇજેક્શન લેતી વખતે અથવા શરીરના વેદનાવાળા ભાગ પર શસ્ત્રપ્રયોગ કરાવતી વખતે દુ ખ અને વેદના પોતાને સહન કરવી પડશે એવા પ્રકારનો મનનો નિશ્ચય કરીને મનુષ્ય પોતાનુ મન તૈયાર કરે છે, તેને કઠણ બનાવે છે, વેદના સહન કરવાની હોય એવા ભાગમા, અવયવમા, સ્નાયુમા કડકાઈ લાવે છે, પ્રસગે તેનો સકોચ કરે છે અને શરીરની શક્તિનો પ્રવાહ તે સ્થાને કેંદ્રિત કરવાનો પ્રયત્ન કરે છે, અથવા શારીરિક બળનો પ્રયોગ કરી બતાવનાર, હાથ પરથી મોટર ચલાવનાર તે તે પ્રસગે તે તે ભાગોને જે પ્રમાણે દૃઢ બનાવે છે, બધી શક્તિઓના પ્રવાહને તે ખાસ સ્થાને લાવીને ત્યા જ કેંદ્રિત કરે છે, તે પ્રમાણે દોષનો ત્યાગ કરવા માટે અને સદ્‌ગુણ જાગ્રત કરવા માટે જે જ્ઞાનતતુને તાણ આપવાની હોય છે તે જગાએ આપણી શક્તિનો પ્રવાહ કેંદ્રિત કરવાનુ આપણે સાધવુ જોઈએ આપણા મસ્તિષ્કમા બધા જ્ઞાનતતુઓનો મૂળ સબધ છે બધા સૂત્રો તે જ ઠેકાણે છે તે જગાએ બધી શક્તિઓ જાગ્રત કરવાનુ, નિર્માણ કરવાનુ આપણને સધાય તો ગમે તે દોષ પર, વિકાર

પર આપણે જય મેળવી શકીએ તે જગાની દુર્બળતાનો નાશ કરવા માટે શક્તિની જરૂર છે તે શક્તિ આપણે સકલ્પપૂર્વક ધારણ કરેની ધારણાથી પ્રાપ્ત થઈ શકે છે ફરી ફરીને ધારણા ધરીને, અભ્યાસ કરીને આપણે પોતાની ધારણાશક્તિ વધારવી જોઈએ આ શક્તિની મદદથી દોષોનો ત્યાગ કરવાની અને સદ્‌ગુણોનું અનુશીલન કરવાની શક્તિ આપણને કાયમની પ્રાપ્ત થશે આપણી શક્તિનો આપણે ભોગવિલાસ અને નિરર્થક કાર્યમા ખર્ચ ન કરતા તેનો સગ્રહ કરીને આવશ્યકતા પ્રમાણે તેને એકત્ર કરીને યોગ્ય સ્થાને કેંદ્રિત કરવાનો અભ્યાસ કરીએ, તો બુદ્ધિને સ્વીકાર્ય થતી સારી બાબતો આપણે આચરણમા લાવી શકીએ ધારણાશક્તિ વધ્યાથી આપણામા માનસિક દૌર્બલ્ય રહેશે નહીં ત્યાગ, સયમ, ધૈર્ય, ઉદારતા વગેરે કોઈ પણ સદ્‌ગુણ ધારણ કરીને, તેનુ અનુશીલન કરીને તેને વધારવાનુ આપણે સાધી શકીશુ આવા પ્રકારની શક્તિ પ્રાપ્ત કરવા માટે માણસે દરરોજ કઈક માનસિક અભ્યાસ કરવો જોઈએ તે અભ્યાસ દ્વારા ચિત્તની એકાગ્રતા, સ્થિરતા અને દઢતા આપણે સાધવી જોઈએ આ રીતે કરેલો થોડો પણ અભ્યાસ આપણને જીવનભર ઉપયોગી થશે તેનો ઉપયોગ કરવામા જ અભ્યાસની પ્રગતિ છે વિવેક અને સાવધતા દ્વારા જે પોતાની ચિત્તવૃત્તિઓની બાબતમા દક્ષ રહે છે અને પોતાની ઉન્નતિ ને કલ્યાણ સાધવા માટે પોતાની શક્તિઓનો ઉપયોગ કરવામા જે હમેશ તત્પર રહે છે, તે જ ધારણાશક્તિની મદદથી જીવનશુદ્ધિ સાધીને પોતાનું સાર્થક કરી લેશે જીવનશુદ્ધિ માટે આહારશુદ્ધિ, સત્સગ, સદ્‌વ્યવસાય, સદ્‌વાચન અને સત્કર્મની જેમ જરૂર છે, તેમ ધારણાશક્તિની પણ જરૂર છે, કારણ કે આ બધા સાધનો દ્વારા જે કઈ આપણી બુદ્ધિને સમજાય છે, સ્વીકાર્ય થાય છે, તે આચરણમા લાવવા માટે જોઈતી શક્તિની પણ આપણને અત્યત જરૂર છે શક્તિ નિર્માણ કરવી અને તેનો પ્રવાહ પ્રસગે આપણા અપેક્ષિત કાર્ય માટે લગાવવો એ બે બાબતો આપણે સાધવી જોઈએ આ માર્ગમાની બીજી બે બાબતો પણ ધ્યાનમાં રાખવી જોઈએ આ માર્ગમા કોઈને જલદી સિદ્ધિ પ્રાપ્ત થાય છે તો કોઈને ઘણો અભ્યાસ કર્યા છતા થોડો યશ મળે છે તેનો સબધ આત્મવિશ્વાસ અને શુભનિષ્ઠા આ બે સદ્‌ગુણો સાથે

વિશેષે કરીને છે. આ ગુણો જેમનામાં છે તેમની આ માર્ગમાં જલદી પ્રગતિ થાય છે. અમુક બાબત ગમે તેટલી કઠણ હોય તોયે તે મને પ્રયત્નથી સાધ્ય થવી જ જોઈએ અને તે થશે જ એવો આત્મવિશ્વાસ જેમનામાં હોય છે, તે જ પ્રમાણે પરમાત્મા, પોતાનો શુભ સંકલ્પ કે વિશ્વમાતો ન્યાય અને નિયામક અટલ વ્યાપકધર્મ – એ પૈકી કોઈનાયે પર દૃઢ શ્રદ્ધા અથવા જીવનશુદ્ધિના પ્રયત્નમાં જે સહન કરવું પડશે તે સહન કરવામાં પોતાનું અને માનવજાતિનું કલ્યાણ છે એવા પ્રકારની નિષ્ઠા જેમનામાં હોય છે, તેઓ આ માર્ગમાં અભ્યાસની મદદથી જલદી યશસ્વી થાય છે. આત્મવિશ્વાસ અને સત્-તત્ત્વ પરની નિષ્ઠાની મદદથી ધારણા-શક્તિના અભ્યાસમાં ઝપાટાથી પ્રગતિ થાય છે. આ બધી બાબતો જાણીને આપણે અભ્યાસ કરવો જોઈએ. શરીર, બુદ્ધિ અને મનના વિકાસ માટે અભ્યાસનું મહત્ત્વ ઘણું છે. અભ્યાસથી કસરતબાજ તાર પર ચાલી શકે છે, અભ્યાસથી જ કોઈ અષ્ટાવધાની તો કોઈ શતાવધાની થાય છે અને અભ્યાસથી જ કોઈ યોગસિદ્ધિ પ્રાપ્ત કરે છે. અભ્યાસ વિષે સંત તુકારામે કહ્યું છે:

साधूनी वचनाग खाती तोळातोळा ।
आणिकातें डोळा न पाहवे ॥ १ ॥

साधूनी भुजग धरितील हातीं ।
आणिकें कापती देखोनिया ॥ २ ॥

असाध्य ते साध्य करिता सायास ।
कारण अभ्यास तुका म्हणे ॥ ३ ॥

[ધીરે ધીરે અભ્યાસ કર્યાથી કેટલાક લોકો એક એક તોલો વછનાગ (ઝેરી વનસ્પતિ) પચાવે છે. બીજાઓથી તે જોવાતુ પણ નથી; કારણ કે વછનાગ થોડુ પણ ખવાય તો મૃત્યુ થાય છે. તે જ પ્રમાણે કેટલાક અભ્યાસથી જીવતા સાપને પકડે છે. બીજાઓ તેને જોઈને થરથર કાંપે છે. તુકારામ મહારાજ કહે છે કે અસાધ્ય વસ્તુઓ સતત પ્રયત્નથી સાધી શકાય છે. તેને માટે અભ્યાસ એ જ કારણ છે.]

## ૧૯

# ધારણાશક્તિનો અભ્યાસ – ૨

ધારણાશકિતના અભ્યાસ વિષે ૧૮ મા લેખમા કેટલુક વિવેચન કર્યું છે તે પરથી વાચકોના લક્ષમા આવ્યુ હશે કે, તે શકિત વધારવી હોય તો તે દિશામા કંઈક અભ્યાસ કરવાની જરૂર છે સૌથી પ્રથમ ઉન્નત થવાની મહત્ત્વાકાક્ષા આપણામા હોય તો જ આપણે અભ્યાસની પાછળ લાગી શકીએ ત્યાર પછી મહત્ત્વાકાક્ષાના પ્રમાણમા આપણે નિશ્ચયપૂર્વક સતત પ્રયત્નશીલ રહેવુ જોઈએ ઉન્નતિની કેવળ કલ્પના હોય તેટલાથી આ માર્ગમા ન ચાલે તે કલ્પનામાથી ઉન્નતિની ઇચ્છા નિર્માણ થઈ તેનુ મહત્ત્વાકાક્ષામા રૂપાતર થાય એટલી તે પ્રબળ હોવી જોઈએ આવી પ્રબળ ઇચ્છા આપણામા સહેજે નિશ્ચય પેદા કરે છે નિશ્ચય આપણને સતત પ્રયત્ન કરવાની ફરજ પાડે છે પ્રયત્નથી આપણા માર્ગમા યશ મળવા લાગે છે યશને લીધે આપણા નિશ્ચયમા દઢતા આવતી જઈ આપણામા આત્મવિશ્વાસ વધવા માડે છે આ બધા પ્રકારોમા મનની એક પ્રકારની દઢતાની આપણને જરૂર હોય છે તે દઢતા ધારણાશક્તિના રૂપે પછી આપણામા કાયમની રહે છે આ પ્રકારના ક્રમમા નિશ્ચયનુ ઘણુ મહત્ત્વ છે કોઈ પણ મહત્ત્વના વિચાર, સકલ્પ ઇચ્છા અને ક્રિયાને આગ્રહથી વળગી રહેવાની વૃત્તિ એ જ નિશ્ચયનુ સ્વરૂપ છે તે નિશ્ચયને પકડી રાખવાની શકિત તે જ ધારણાશકિત વૃત્તિ કે વિચારને આગ્રહથી વળગી રહેવા માટે પણ કઈક મનોબળની જરૂર હોય છે તે મનોબળના, નિગ્રહશકિતના આધારે નિશ્ચય પાર પાડતા પાડતા આપણી ધારણા શકિત વધતી જાય છે દરેક મનુષ્યમા આવી નિગ્રહશક્તિ ઓછાવત્તા પ્રમાણમા હોય છે જ તેને વધારવા માટે સાધારણ કઠણ નિયમોનુ પાલન કરવાનો આગ્રહ રાખી તેની ટેવ પાડવી જોઈએ ઉદાહરણાર્થ, આપણે રોજ મોડા ઊઠતા હોઈએ તો જલદી ઊઠવાનો નિયમ લેવો જોઈએ આપણા ખાવાપીવામા, બોલવામા કે વર્તવામા અતિશયતા, અવ્યવસ્થિતતા અને અનિયમિતતા હોય તો તે દોષો સુધારવા માટે

યોગ્ય નિયમો આપણે પોતે લેવા જોઈએ વ્યાયામ કરવાની તેમ જ પરિશ્રમ કરવાની બાબતમાયે આપણે વિવેકપૂર્વક વર્તવુ જોઈએ આ પ્રમાણે જીવનની દરેક બાબતમા નિયમ અને શિસ્તબદ્ધ થવા માટે એક કરતા એક વધારે કઠણ નિયમોથી આપણામા જાગૃતિ અને બળ લાવવાનો આપણે પ્રયત્ન કરવો જોઈએ જીવનના આવશ્યક ક્ષેત્રનુ દરેક કાર્ય આપણા તરફથી નિર્દોષ, વ્યવસ્થિત અને અનુકરણીય થવુ જોઈએ એવો આપણો પોતાની બાબતમા આગ્રહ હોવો જોઈએ ત આગ્રહનુ અને તેવા વર્તનનુ પરિણામ આપણી પહેલી દોષયુક્ત ટેવો અને ખોટા સસ્કારો પર થતુ રહી આપણા મનની શક્તિ ધીરે ધીરે વધતી જશે જીવન વિષેના વિચારોને અને જીવનને સારુ વલણ લગાડવા માટે પહેલી પડી ગયેલી ખરાબ વૃત્તિઓ સાથે, આપણા જ દોષો સાથે આપણે ઝઘડવુ પડશે પરતુ નિયમપાલનને લીધે ધીરે ધીરે વધતા જતા આપણા મનોબળ અને આપણી નિગ્રહ શક્તિને લીધે આપણે પોતાના પ્રયત્નમા યશસ્વી થઈશુ નિયમપાલન આપણને પહેલા તો કઈક કઠણ લાગવાનુ જ તે કઠણતાના પ્રસગે જ આપણે પોતાનુ માનસિક બળ ભેગુ કરવુ પડશે આવા દરેક પ્રસગે નિગ્રહ અને નિશ્ચયથી મનને જાગ્રત કરીને તેમા ચેતના લાવવી પડશે આ પ્રયત્નમા આપણી ધારણાશક્તિની વૃદ્ધિ થતી રહેશે આવી જાતના સતત પ્રયત્નથી આપણામા વધતી જતી શક્તિ આપણી કાયમની શક્તિ થશે માનસિક શક્તિ જાગ્રત કરવાના વખતોવખત કરવા પડતા પ્રયત્નમા તે બળની વૃદ્ધિ થતી રહી તે આપણુ સ્વાભાવિક બળ થશે ત્યાર પછી આગળના દરેક પ્રસગે આપણને આગ્રહ કે ખાસ નિગ્રહ કરવાને બળ જાગ્રત કરવુ નહીં પડે કાયમની ધારણાશક્તિ પ્રાપ્ત થયા પછી નિયમ પાલનમા તેમ જ શિસ્તપાલનમા કઠણતા નહીં જણાય નિશ્ચયપૂર્વક નિયમપાલન કરતા રહેવાથી એક બાજુથી પહેલાની ખોટી ટેવો અને ખોટા સસ્કારોનો આપણા પરનો કાબૂ ઓછો થતો જાય છે અને બીજી બાજુથી નિગ્રહ અને નિશ્ચયને લીધે વધેલી શક્તિથી નિયમપાલનની કઠણતા નાશ પામતી જાય છે એમ થતા થતા નિયમ કે શિસ્તપાલન આપણુ સહજ જીવન થઈ જાય છે

આ પ્રમાણે ઉત્તરોત્તર એક કરતાં એક વધારે કઠણ નિયમ-પાલનનો અભ્યાસ જો આપણે રાખીએ, તો આપણી ધારણાશક્તિ તે પ્રમાણમાં વધતી જશે આ અભ્યાસમા આપણી મનસ્થિતિ અને આપણામાં ઊઠતી વૃત્તિઓ તરફ સદૈવ લક્ષ આપતા રહી આપણે તેમને તપાસતા રહેવુ જોઈએ નિયમપાલનથી આપણામા શાતિ અને પ્રસન્નતા વધતાં જવાનો જેમ જેમ આપણને અનુભવ થશે, તેમ તેમ આપણામાં ધારણાશક્તિ વધે છે એમ આપણે ખાતરીથી સમજવુ. પરતુ તેટલાથી આપણે પોતાને કૃતાર્થ ન માનતા, પોતે સતુષ્ટ ન રહેતા વધારે ને વધારે કઠણ નિયમો લઈ વધેલી ધારણાશક્તિથી તે પાર પાડવા માટે આપણે પહેલાંની જેમ પ્રયત્નશીલ રહેવુ જોઈએ તેની તે જ શારીરિક ક્રિયાઓ વ્યાયામના નિમિત્તે કરતા રહી જેમ આપણે પોતાની શારીરિક શક્તિ વધારીએ છીએ તેમ પ્રસગોપાત્ત આપણા સૂક્ષ્મ જ્ઞાનતતુઓનો કદી સકોચ કરીને તો કદી તેમને શિથિલ કરીને, તો કદી તેમા ચેતના લાવીને તેમાંની શક્તિ આપણે વધારવી પડે છે. નિશ્ચયમાં દૃઢતા લાવીને તે પાર પાડવા માટે વખતોવખત કરવી પડતી માનસિક ક્રિયાઓને લીધે અને આ પ્રયત્નમાં સૂક્ષ્મ જ્ઞાનતતુઓ પર ફરી ફરી થતા સસ્કારો અને પરિણામોને લીધે કાયમની માનસિક શક્તિ પેદા થાય છે શુભ નિશ્ચય માટે વખતોવખત કરવી પડતી તેની તે જ માનસિક ક્રિયાઓને લીધે આપણા સૂક્ષ્મ જ્ઞાનતતુઓ પર કાયમનુ પરિણામ થાય છે તેમની શક્તિ વધે છે. આ રીતે નિશ્ચયને લીધે અને તે પાર પાડવાના આપણા સતત પ્રયત્નને લીધે આપણે પોતાની ધારણાશક્તિ વધારી શકીએ છીએ.

આપણને ધૈર્ય અને સહનશક્તિની જરૂર હોય એવે સમયે આપણે સાવધપણે મનને આવરી શકીએ અને આપણી શક્તિને જાગ્રત કરી બધી શક્તિઓનો પ્રવાહ મનમાં લાવીએ તો આપણે ધૈર્ય ધારણ કરી શકીએ. આપણે પોતાને તે સમયે બોધ આપીએ, ધૈર્યના ચાર શબ્દો આપણે જ પોતામાં ઉચ્ચારી હૃદયમાં ધૈર્યનો ઉદય કરીએ તો આપણુ નાશ પામતું ધૈર્ય ફરીને આપણામાં પ્રગટશે સમર્થ રામદાસ સ્વામીએ આવી રીતે મનને સાવધ કરવા અને દૃઢ રાખવા માટે પોતાના જ મનને પોતે બોધ કર્યો છે. તે 'मनाचे श्लोक'ના નામે પ્રસિદ્ધ છે.

અભ્યાસી માણસે તે જરૂર વાચવુ તેઓ પોતાના જ મનને બોધ આપે છે 'હે મન! સસારના ભયથી નામર્દની જેમ બીશ મા, ધૈર્ય ધારણ કર ભયને હટાવી દૂર કર, ઈશ્વર પર નિષ્ઠા રાખીને હિમત રાખીશ તો 'કાળ' તારા પર કોપશે તોયે તે તારુ કશુ જ અનિષ્ટ કરી શકશે નહીં નિંદ્ય કર્મ કદી કરીશ મા, સત્કર્મનું આચરણ કરતુ રહે, સદાચાર છોડીશ મા, ચદનની જેમ બીજાઓ માટે ઘસાતુ રહે' આ રીતે અનેક પ્રકારે તેમણે મનને ઉપદેશ આપી તેની શક્તિ વધારવાનો માર્ગ કહ્યો છે આ પરથી આપણા ધ્યાનમા આવશે કે આપણે જ પોતાના મનને ઉપદેશ આપીએ, સમજાવીએ, સભાળીએ અને તેને અભ્યાસના માર્ગે લગાડીએ તો આપણુને અજ્ઞાત એવી આપણા જ મનની શક્તિઓ જાગ્રત થઈ શકે છે, તે વધી શકે છે અને તેને લઈને આપણે સન્માર્ગમા વિજયી થઈ શકીએ છીએ

જેનુ ચિંતન કરીએ તેમા જ ચિત્ત તદાકાર થાય છે ચિત્તનો આવો ધર્મ જ છે ચિત્તમા જે વેગ નિર્માણ કરીએ તેનાથી ચિત્ત ભરાઈ જાય છે કામ, ક્રોધ અને લોભના પ્રસગે ચિત્ત તદ્રૂપ એટલે વિકારમય થઈ જાય છે દુ ખનું અને તેના કારણોનુ જેમ જેમ ચિંતન કરીએ તેમ તેમ મન દુ ખથી ભરાઈ જાય છે શોકગ્રસ્ત માણસ શોકના પ્રસગનુ અને તેના કારણોનુ જેમ જેમ વર્ણન કરે છે, તેમ તેમ તે વધારે ને વધારે વ્યાકુળ થાય છે સત તુકારામ મહારાજ કહે છે 'मर्दे शाद वारे। हिमतीचे धीर गाडे॥' દુ ખ અને શોક કરતા રહેવાથી દુ ખ અને શોક વધતા રહી ચિત્ત શોકમય થાય છે અને જે હિમત રાખે છે તેનામા ધૈર્ય સચરે છે જે રસ ચિત્તમા નિર્માણ કરીએ તદ્રૂપ ચિત્તવૃત્તિ થાય છે કરુણ, વીર, શોક વગેરે અનેક રસો પૈકી કોઈ પણ રસમા માણસ ચિંતનથી તન્મય થઈ શકે છે ચિત્તના આ ધર્મને ઓળખીને આપણામા મનોબળ આવવા માટે, ધૈર્ય આવવા માટે આપણે તે દિશામા પ્રયત્નશીલ રહેવુ જોઈએ 'જે પોતે હિંમત રાખે છે તેને ખુદા મદદ કરે છે' એવા અર્થનુ એક મુસ્લિમ સતનુ વચન છે તેનોયે આશય આ જ છે આ બધા પરથી મનોબળ વધારવા માટે પવિત્ર સકલ્પ, ઉચ્ચ ઉદ્દેશ, નિશ્ચય, નિયમપાલન, અને પ્રયત્ને તે

માટે પોતાની બધી શક્તિઓનું કેન્દ્રીકરણ વગેરેનો આપણે ઉપયોગ કરવો જોઈએ

બુદ્ધિને સ્વીકાર્ય એવી સારી વસ્તુઓનુ આચરણ કરવા માટે આપણને મનની જુદી જુદી શક્તિઓની જરૂર હોવાથી તેમને જાગ્રત કરવાનુ અને પ્રસગાનુસાર તેમનો ઉપયોગ કરવાનુ આપણે સાધવુ જોઈએ વિવેકથી આપણુ ધ્યેય નક્કી કર્યા પછી તે ધ્યેયની વિરુદ્ધ કે તેને બાધક એવી બધી બાબતોમાથી, વિષયોમાથી અને પ્રકારોમાથી પોતાના મનને હટાવતા કે આવરતા આપણને આવડવુ જોઈએ વૃત્તિને કે ક્રિયાને રૂપે ચાલતા પ્રવાહને આવરવા માટે મનોબળની જરૂર છે તે જ પ્રસગે આપણી સમગ્ર શક્તિ આપણે તે કામમા લગાડવી જોઈએ કામ ક્રોધના વેગોને આવરવા, આશાતૃષ્ણાના વમળોમાથી બહાર નીકળવુ, ક્રોધ આવે ત્યારે ક્ષમાવૃત્તિ ધારણ કરવી, અયોગ્ય માર્ગે સ્વાર્થ સિંદ્ધ થવાના પ્રસગે મોહમા ન સપડાતા તે વખતે નિર્લોભ અને નિસ્પૃહ રહેવુ, એ પૈકી કોઈ પણ પ્રકારમા ઉત્કટ મનોબળની જરૂર છે તે સમયે મનને આવરવા માટે આપણી શક્તિનો ઉપયોગ કરતા આપણને આવડવુ જોઈએ ઘોડાની ગાડી ચલાવતી વખતે તેને અડચણવાળી જગામાથી, વિકટ સ્થાનમાથી લઈ જવાના પ્રસગે, ઘણી સભાળીને તેને લઈ જવી પડે છે ઘોડાના વેગને આવરીને સાવધપણે બધી રીતે ખબરદારી રાખીને ઇચ્છિત સ્થાને તે ગાડીને લઈ જવી પડે છે સારો રસ્તો હોય તો ક્યારેક ઘોડાઓને ઉત્સાહ આપી ગાડીને ગતિ અને વેગ આપવો પડે છે પ્રસગાનુસાર ઘોડાઓને આવરવા કે તેમને વેગ આપવો—આ કાર્યો વિવેકથી, સાવધપણે અને કુશળતાથી કરવા પડે છે

આપણા જીવનની ગાડીનો પણ આવો જ પ્રકાર છે જીવનમા ત્યાગની જરૂર હોય છે ત્યારે આપણી વૃત્તિઓને આવરવાનુ આપણે સાધવુ જોઈએ વૃત્તિઓને આવરવી એટલે તેમનો સયમ કરવો સયમથી ત્યાગની શક્તિ આપણામા આવે છે સયમ અને ત્યાગ સાધ્ય કરવા માટે એક કરતા એક કઠણ નિયમો આપણે લેવા પડે છે સયમ અને ત્યાગને લઈને જે પ્રમાણમા આપણામા શાતિ અને પ્રસન્નતા આવે

તે પ્રમાણમા સયમ અને ત્યાગ આપણને ગમ્યા અને સધાયા એમ સમજવુ તે તેમ સધાયા પછી આપણા રોજના આચરણમા સહેજે આવવા માડશે આ રીતે તે આપણો સ્વભાવ બની જશે તે તેવો સ્વભાવ બની જાય એ જ આ બાબતની સિદ્ધિ છે

ત્યાગ સયમ વગેરેના પ્રયત્નમા આપણી અયોગ્ય વૃત્તિઓનો સકોચ કરતા કરતા તેમને ક્ષીણ કરતા જવુ અને છેવટે આપણા ચિત્તમા કદી તેમનુ દર્શન પણ ન થાય એ અવસ્થા સાધવા માટે મનની એક પ્રકારની શક્તિની જરૂર લાગે છે તે પ્રયત્નમા ચિત્તની અશુદ્ધિ નાશ પામે છે, પરતુ તેટલાથી જીવનસિદ્ધિ થતી નથી જીવનસિદ્ધિ માટે ચિત્તની શુદ્ધિ સાથે સદ્‌ગુણોનો ઉત્કર્ષ સાધવો પડે છે જીવનસિદ્ધિ માટે – માનવતા માટે આ બને સિદ્ધિઓની જરૂર છે ચિત્તની શુદ્ધિ માટે જોઈતુ મનોબળ પ્રાપ્ત કરવા માટે અશુદ્ધ ચિત્તવૃત્તિઓને આવરવાનો અભ્યાસ કરવાની જરૂર છે તે અભ્યાસથી તે પ્રકારનુ મનોબળ પ્રાપ્ત થઈ ત્યાગ અને સયમ સાધ્ય થઈ શકે છે સદ્‌ગુણોના ઉત્કર્ષ માટે મનની જુદી શક્તિની જરૂર હોય છે પાછળ કહ્યુ જ છે કે કઠણ જગાએથી, ઢાળવાળી જમીન પરથી ગાડી ચલાવતા ઘોડાને સભાળીને ચલાવવા પડે છે તે વેળાએ ઘોડાઓની લગામ તગ રાખવી પડે છે પરતુ ઘોડાઓને તેમની પૂર્ણ ગતિથી ચલાવવાના હોય ત્યારે લગામ ઢીલી રાખીને તેમને ઉત્સાહ આવે એમ કરવુ પડે છે સયમ સાધ્ય કરતા, ચિત્તની શુદ્ધિ સાધ્ય કરતા મનને આવરવા અને સભાળવા તરફ આપણે પોતાની શક્તિ લગાડવી પડે છે અને સદ્‌ગુણોનો વિકાસ કરતી વખતે સદ્‌વૃત્તિઓને મોકળી રાખવી પડે છે કરુણા, વાત્સલ્ય, પ્રેમ, ઉદારતા વગેરે સદ્‌ભાવનાઓના વિકાસથી જ સદ્‌ગુણો પ્રાપ્ત થઈ શકે છે તે સમયે સદ્‌ભાવ અને સદ્‌ગુણોને પ્રતિબધ કરનારા મોહ અને સકુચિતતાના બધનો તોડવા પડે છે, અને સદ્‌ભાવ અને સદ્‌ગુણો માટે રસ્તો ખુલ્લો કરવો પડે છે સયમના વખતે આપણી અયોગ્ય વૃત્તિઓને રોકીને આપણી મન શક્તિઓનો ઉપયોગ એક રીતે કરવો પડે છે અને સદ્‌ગુણોના વિકાસ માટે સદ્‌ભાવનાઓનો ઉઠાવ કરીને ઉત્સાહથી તેમને ગતિ અને વેગ આપવા પડે છે, તેથી તે માટે જુદી રીતે શક્તિનો ઉપયોગ કરવો પડે

છે નિષિદ્ધ વૃત્તિઓનો વેગ રોકીને તેમનો અભાવ કરવામા કેટલાક જ્ઞાનતંતુઓને ક્યારેક ખેંચ પડે છે તો ક્યારેક તેમનો સકોચ કરવો પડે છે, તો કદી કેટલાકને દૃઢ કરતા કરતા તેમને જડ પણ બનાવવા પડે છે અને સદ્ગુણોનો વિકાસ કરતી વખતે પ્રથમ સદ્વૃત્તિઓને જાગ્રત કરવી પડે છે જાગ્રત હોય તો જ્યારે જે ગુણોની આવશ્યકતા હોય તે પ્રમાણે તેમને સત્કર્મમા પરિણત કરવા પડે છે તે સમયે આપણા જ્ઞાનતંતુઓમા કાઈક ક્રિયાઓ કરવી પડે છે સત્કર્મો કરવા માટે જે ઇંદ્રિયોનો, અવયવોનો અને સ્નાયુઓનો ઉપયોગ કરવો પડે છે, તે તે સ્થાને શક્તિઓનો પ્રવાહ લાવવો પડે છે અસદ્વૃત્તિઓનો કેવળ ત્યાગ કર્યાથી, તે વિષે કેવળ નિગ્રહ કર્યાથી સયમ સાધ્ય થાય છે પરતુ સદ્વૃત્તિઓને ચિત્તમા કેવળ ધારણ કર્યાથી સદ્ગુણોનો ઉત્કર્ષ થઈ શકતો નથી અયોગ્ય વૃત્તિઓનો અભાવ કરવામા બાહ્ય કાઈ કર્મ કરવુ પડતુ નથી, પણ આતરિક સહન કરવુ પડે છે તે માટે સહિષ્ણુતાની જરૂર હોય છે કદી કદી સયમ માટે બાહ્ય કર્મમા પણ સહન કરવુ પડે છે પરતુ સયમ માટે મોટે ભાગે આતરનિગ્રહની જરૂર હોવાથી તે માટે શક્તિનો ઉપયોગ કરતી વખતે તેનુ બાહ્ય આવિષ્કરણ દેખાઈ આવવાનો ઓછો સભવ હોય છે પણ સદ્ગુણોનુ સવર્ધન સત્કર્મ સિવાય થઈ શકતુ નથી અને શક્તિના બાહ્ય આવિષ્કરણ વગર કર્મ સિદ્ધ થતું નથી તે સિદ્ધ કરવામા અનેક રીતે શક્તિનો ઉપયોગ કરવો પડે છે

આ પ્રમાણે અસદ્વૃત્તિઓનો અભાવ કરવામા અને સદ્વૃત્તિઓને જાગ્રત કરીને તેમનુ સત્કર્મ દ્વારા સદ્ગુણોમા પર્યવસાન કરવામા—બન્ને પ્રસગોમા જુદા જુદા પ્રકારે ધારણાશક્તિનો ઉપયોગ કરવો પડતો હોવાથી તેની અનેક રીતે વૃદ્ધિ થાય છે તેમા પણ અયોગ્ય કર્મો અને વૃત્તિઓનો સકોચ કરતા કરતા તેમનો અભાવ સાધવા માટે વપરાવી જોઈતી શક્તિ અને સદ્વૃત્તિઓનુ કર્મમા પર્યવસાન કરી સત્કર્મની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે વપરાવી જોઈતી શક્તિ—આ બનેના સ્વરૂપ અને પ્રકારનું અતર આપણા લક્ષમા આવે એ જરૂરી છે

આ જગાએ એ વાત પણ ધ્યાનમા રાખવી જોઈએ કે કેવળ મનોબળ એટલે આપણી સપૂર્ણ ધારણાશક્તિ નહીં ચિત્તમા સદ્વૃત્તિએ

અને સદ્‌ભાવનાઓનો ઉદ્‌ભાવ કરી તેમને ઉત્તાન કરવા માટે મનોબળની જરૂર છે પરંતુ તે વૃત્તિઓ અને ભાવનાઓને સત્કર્મોમા ઉતારવા માટે સત્કર્મમા ઉપયોગી થનારી બીજી ઇદ્રિયશક્તિઓની તેમ જ બૌદ્ધિક શક્તિઓની અને ઉચિત કર્મકૌશલ્યની આવશ્યકતા છે તે બધામાની ધારણાશક્તિ સિવાય સત્કર્મો સિદ્ધ થઈ શકતા નથી તેથી શારીરિક, બૌદ્ધિક અને માનસિક ત્રણે પ્રકારે ઉપયોગી થનારી ધારણાશક્તિની જીવનસિદ્ધિના માર્ગમા અત્યત જરૂર છે અયોગ્ય માર્ગે લઈ જનારી વૃત્તિઓના પ્રવાહોને રોકવા માટે જોઈતા સયમ અને સદ્‌ગુણોના અનુશીલનથી સન્માર્ગમા પ્રગતિ સાધવા માટે જોઈતા પુરુષાર્થ–એ બનેની આરાધના અને ઉપાસના આ માર્ગમા કરવી પડે છે આ પ્રકારની આરાધના અને ઉપાસનામાથી જ ધારણાશક્તિની વૃદ્ધિ થાય છે કેવળ મનોબળના કરતા સપૂર્ણ ધારણાશક્તિનુ મહત્ત્વ વધારે છે કારણ કે મનોબળમા કેવળ માનસિક ધારણાશક્તિનો સબધ છે, પરતુ ધારણાશક્તિમા શરીર, બુદ્ધિ અને મન એ ત્રણેયની શક્તિનો અતર્ભાવ છે જીવનના સર્વાંગી વિકાસની, જીવનશુદ્ધિ અને સિદ્ધિની દૃષ્ટિથી તેનુ કેટલુ મહત્ત્વ છે તે આ રીતે વિચાર કરતા લક્ષમા આવશે ચિત્તની સ્વાધીનતા સાધનાના પ્રયત્નમા આ શક્તિની અત્યત જરૂર છે આ બધી વાતો જાણીને આપણે આ શક્તિના આરાધક અને ઉપાસક બનવુ જોઈએ અર્થાત્ આ વિષે દૃઢપણે પ્રયત્નશીલ રહેવુ જોઈએ

૨૦

## ધારણાશક્તિનો અભ્યાસ – ૩

ધારણાશક્તિના અભ્યાસ વિષે અગાઉના બે લેખોમાં વિવેચન કર્યા પછીયે તે પૂરતું લાગતુ ન હોવાથી વળી તે બાબતમાં વધારે લખવાની જરૂર જણાય છે. આ વિષય ઘણો ગહન અને સૂક્ષ્મ હોવાથી કેવળ લખીને તે વિષે વાચકોને સમજાવવું કઠણ છે. અભ્યાસનો સંબંધ વિશેષે કરીને અંતર્મુખતા સાથે હોવાથી આ વિષયમાં અભ્યાસ કરનારે પ્રથમ અંતર્મુખ થવાનુ સાધવું પડે છે. તે સાધ્યા વગર આ માર્ગમાં પ્રગતિ થઈ શકતી નથી. આપણને જરૂરી એવું બળ પ્રાપ્ત કરવું એ અભ્યાસનો હેતુ છે, તેથી તે જ ધોરણે આપણે આમાં પ્રયત્નશીલ રહેવું જોઈએ. આપણને જોઈતુ બળ આપણે જ પોતામાં જાગ્રત કરીને વધારવાનું છે. શારીરિક બળ પ્રાપ્ત કરવા માટે જે પ્રમાણે આરોગ્ય ને બળપ્રદ ખોરાક અને ખોટે માર્ગે પોતાની શક્તિનો વ્યય ન થાય, ખોટી ટેવોથી પોતાની શક્તિ નિરર્થક ન ખર્ચાય માટે સંયમ વગેરેનો વિચાર કરીને પ્રયત્ન કરવો પડે છે તે પ્રમાણે જીવન સારું, પવિત્ર, ઉન્નત અને પુરુષાર્થી બનાવવા માટે પણ આપણને જુદી જુદી શક્તિઓની જરૂર પડે છે. તે શક્તિઓ અંતર્મુખતા, માનસિક અભ્યાસ, જ્ઞાનતંતુઓની શુદ્ધિ, તેમની દઢતા વગેરે સિવાય પ્રાપ્ત થતી નથી. તેથી તે વિષે આપણે વિચારશીલ અને પ્રયત્નશીલ રહેવું પડે છે. જીવનમાં આપણે જે દુઃખો સહન કરવાં પડે છે તે માટે આપણી શારીરિક અને બૌદ્ધિક અપાત્રતા કંઈક અંશે કારણભૂત હોય તોપણ આપણાં અને સમાજનાં દુઃખો માટે આપણી અને બીજાઓની અનેક ખરાબ ટેવો, કુસંસ્કારો, દોષ, દુર્ગુણો એ જ મોટે ભાગે કારણભૂત છે એમ વિચાર કરતાં દેખાઈ આવે છે. આપણી ઇચ્છાઓ, વાસનાઓ, કામનાઓ યોગ્ય છે કે નહીં એ આપણે જોતા નથી. તે પ્રમાણે તે પૂરી કરવાના આપણા માર્ગો, આપણાં સાધનો ધર્મ્ય અને શુદ્ધ છે કે નહીં તે પણ આપણે ધ્યાનમાં લેતા નથી.

આ રીતે આપણે વર્તતા હોવાથી તેને લીધે કોને કોને, કેવી રીતે અને કેટલી રીતે દુઃખો અને અડચણો સહન કરવા પડે છે એનો પણ આપણે કદી વિચાર કરતા નથી. આ પ્રકારની આપણી મનઃસ્થિતિ અને જીવનવ્યવહાર હોવાથી આપણે બધા અરસપરસ એકબીજાને દુઃખી કરીએ છીએ. આ દુઃખો આપણા બધાની મનઃસ્થિતિ અને જીવનવ્યવહારનું પરિણામ છે, એવું પણ આપણે કદી સમજતા નથી. ઊલટું આપણા દોષોને લીધે આપણને અને સમાજને સહન કરવા પડતા અનર્થોને તેવા જ બીજા અધિક તીવ્ર દોષોથી દૂર કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. આપણા બધાના દોષોને લીધે નિર્માણ થનારી પ્રતિકૂળ પરિસ્થિતિ આપણે બધાએ આપણા માનસિક દોષો સુધાર્યા વગર બદલવી શક્ય નથી એમ વિચાર કરતા લાગે છે. આપણા દોષો સમજવા જેટલી બુદ્ધિ આપણામાં હોય પણ તે દૂર કરવા માટે જોઈતી માનસિક શક્તિ આપણામાં ન હોય તો તે પ્રાપ્ત કરવી જોઈએ. તે પ્રાપ્ત કરવા માટે ધારણાશક્તિના અભ્યાસની જરૂર છે.

કેટલીક વ્યક્તિઓમાં નિશ્ચયનું બળ સ્વાભાવિક રીતે વધારે હોય છે. તેમના નિશ્ચયની સાથે તેમને પોતાની ઇચ્છિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ત્યાગ માટે જોઈતી શક્તિ તેમનામાં સ્વાભાવિકપણે જ હોય છે. પરંતુ આવા માણસો પણ કોઈ કોઈ વાર દોષોમાં પડતા હોય છે. સમજીબૂજીને આગ્રહપૂર્વક તેઓ કદી તે માર્ગે જતા નથી, પરંતુ કુસંગતિ, સોબતના સહજ આનંદ અને સ્નેહનું આકર્ષણ, ખરે પ્રસંગે ખોટી બાબતોની અવહેલના કરવા માટે જોઈતા ધૈર્યનો અભાવ, બીજાના આગ્રહને વશ થવા જેટલી સંકોચશીલતા વગેરે અનેક કારણોને લીધે આવા માણસો કેવળ રૂઢિ પ્રમાણે નિષિદ્ધ બાબતોમાં વહી જાય છે અને પછી આગળ પર દરરોજના તેવા પ્રસંગને લીધે તેમાં બદ્ધ થઈ દોષી બને છે. તેમણે જીવનનો કદી ગંભીરપણે વિચાર કરેલો હોતો નથી, એટલું જ નહીં પણ જીવન એ સૌથી વધારે ગંભીરતાથી વિચાર કરવાની બાબત છે એવું તેમના લક્ષમાં આવેલું હોતું નથી. તેથી દોષથી થતાં અનિષ્ટો તરફ પણ તેમનું વિશેષ ધ્યાન ગયેલું હોતું નથી. પરંતુ જ્યારે તેમને જીવનની ગંભીરતા સમજાય છે, તેનું ધ્યેય

લક્ષમા આવે છે, ખરાબ બાબતના નાદે આપણે કેટલે સુધી વહી ગયા છીએ એનુ તેમને ભાન થાય છે, ત્યારે તેઓ અનિષ્ટ બાબતોમાથી નીકળવા માટે એકદમ નિશ્ચય કરે છે અને તેમ કરતા જ તેમની સ્વત સિદ્ધ ત્યાગશક્તિ જાગ્રત થાય છે અને તે શક્તિથી તેઓ પોતાનો નિશ્ચય પાર પાડે છે આ રીતે એકદમ નિશ્ચય કરીને તેને પાર પાડનારી વ્યક્તિઓ સમાજમા મળી આવે છે આવી નિશ્ચયશક્તિ જેમનામા ન હોય પણ જેઓ પોતાનુ જીવન નિર્મળ અને દોષરહિત કરવા ઇચ્છતા હોય તેમણે પોતાની માનસિક શક્તિ વધારવા માટે નિત્ય શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવો જરૂરી છે

પાછલા બે લેખોમા આ વિષે કાઈક નિરૂપણ કર્યુ છે, તે પરથી માણસે સાવધપણે અને ચીવટથી કેવી રીતે પ્રયત્નશીલ રહેવુ જોઈએ એ વાત વાચકોના ધ્યાનમા આવી હશે ધારણાશક્તિ વધારવા માટે સંકલ્પની દૃઢતા અને ધ્યાનાભ્યાસનો કેટલો અને કેવો ઉપયોગ થવો શકય છે, તે વિષે આ લેખમા વિચાર કરવાનુ ધાર્યુ છે દરેક મનુષ્યની વૃત્તિઓ, વિચારો અને તેનાથી જ્ઞાતઅજ્ઞાતપણે થતા કર્મો અને ક્રિયાઓનુ વલણ તેના તે વિષેના પૂર્વ વિચાર અને આચાર પ્રમાણે થયેલુ હોય છે ભૂતકાળાનુરૂપ વર્તમાન અને વર્તમાન સ્થિતિ પ્રમાણે ભવિષ્યકાળ બને છે આ પ્રમાણે પાછળના ચાલતા આવેલા પ્રવાહાનુસાર આગળનો પ્રવાહ ચાલતો રહે છે તેમા ફેરફાર કરવો હોય ત્યારે માણસે બરાબર સમજીને સાવધપણે અને દૃઢતાથી આગ્રહપૂર્વક પ્રયત્ન કરવો પડે છે હમેશ પ્રમાણે ચાલતા જીવનમા આપણે સાવધપણે કશુ કરવુ પડતુ નથી દરરોજની પડી ગયેલી ટેવો પ્રમાણે આપણી વૃત્તિઓ ચાલે છે અને આપણે કર્મો કરીએ છીએ જે પ્રમાણે દરરોજના નક્કી થયેલા રસ્તે આપણે ઘેર આવતા હોઈએ, ત્યારે આજુબાજુના રસ્તા તરફ કે બીજે ગમે ત્યા વિશેષ લક્ષ ન આપતા આપણા પગ આપણને ભૂલ વગર ઘેર પહોચાડે છે, પણ કોઈક નવી જગાએ જવાનુ હોય છે ત્યારે આપણા પગ આપણને સહેજે ત્યા પહોચાડતા નથી તે વખતે સાવધપણે રસ્તો શોધતા આપણે જવુ પડે છે તે જ પ્રમાણે આપણી બધી ઇંદ્રિયોને દરરોજના કર્મપ્રવાહ પ્રમાણે એક પ્રકારનુ વલણ પડી

ગયેલુ હોય છે ત્યા સાવધપણુ, દક્ષતા અને દૃઢતાની કશી જરૂર હોતી નથી, પણ તે વલણુ બદલવાનુ હોય ત્યારે અસાવધ રહે ન ચાલે તે માટે આપણી બધી સ્થૂળ અને સૂક્ષ્મ ઇંદ્રિયોને જાગ્રત રાખીને પ્રયત્ન કરવો પડે છે આ પ્રયત્નમા આપણે આપણા શુભ સકલ્પને શકય તેટલો દૃઢ કરીને તેમાથી નિર્માણ થનારી શક્તિનો ઉપયોગ કરી શકીએ તો આપણુ કાર્ય ઘણે અશે સહેલુ થાય એમા શકા નથી દૃઢ સકલ્પથી આપણે આપણી ધારણાશક્તિના પ્રવાહને અપેક્ષિત સ્થાને લગાડી શકીએ છીએ સકલ્પ આપણા ચિત્તને જાગ્રત રાખે છે આપણા સકલ્પમા જે પ્રમાણમા તીવ્રતા હોય છે, તે પ્રમાણમા આપણુ ચિત્ત જાગ્રત રહે છે જાગ્રત ચિત્તમા દોષો દાખલ થઈ શકતા નથી ઊલટુ ચોટેલા દોષો, પડેલા સસ્કારો અને ટેવો અથવા કાયમ થઈ ગયેલા સ્વભાવની આપણા ચિત્ત પરની પકડ તેને લઈને ઢીલી પડતી જાય છે આ રીતે આપણે પોતાના સકલ્પમા જે પ્રમાણમા તીવ્રતા અને એકાગ્રતા લાવીએ તે પ્રમાણમા આપણો માર્ગ સુગમ થતો જાય છે મન પૂર્વક કરેલી પ્રાર્થના સફળ થાય છે તેનુ કારણ પણ આ જ છે આપણે મન પૂર્વક જ્યારે કશાની ઇચ્છા કરીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ ત્યારે તે પ્રાર્થનામા તીવ્રતા આવેલી હોય છે. તે તીવ્રતામા વિરોધી કે પ્રતિકૂળ સયોગને તોડનારી શક્તિ હોય છે સકલ્પ એ તીવ્ર ઇચ્છાના સાતત્યનુ સૂક્ષ્મ પણ દૃઢ સ્વરૂપ છે તેમા જે પ્રમાણમા તીવ્રતા, ઉત્કટતા, દૃઢતા અને તેજસ્વિતા હોય છે તે પ્રમાણમા તે પ્રભાવશાળી થાય છે શસ્ત્ર જે પ્રમાણમા સૂક્ષ્મ, ધારદાર અને તીક્ષ્ણ હોય છે તે પ્રમાણમા તે ઉપયોગી થઈ શકે છે ઇજેકશનની સોય જે પ્રમાણમા સૂક્ષ્મ, અણીદાર અને મજબૂત હોય છે તે પ્રમાણમા તે સારુ કામ આપે છે આપણા સકલ્પની શક્તિની બાબતમાયે આ જ ન્યાય છે આપણા સકલ્પની શુદ્ધિ, તેની સૂક્ષ્મતા, તીવ્રતા વગેરે બધી બાબતો આપણા અપેક્ષિત હેતુને સહાયકર્તા થાય છે સકલ્પ જે જગાએ જાગ્રત થાય છે, જ્યા તે દૃઢ થાય છે, જ્યા તે તીવ્ર અને સૂક્ષ્મ થઈ ને ચેતનવત રહે છે તે સ્થાન એટલે આપણુ ચિત્ત તે સ્થાને આપણે આપણા સકલ્પની આરાધના કરતા રહીએ તો તે સકલ્પમા બળ આવે છે તે બળ આપણા

કુસસ્કારો પર જ પરિણામ કરે છે, એટલું જ નહીં પણ તેનો પ્રભાવ બહારના સયોગ પર પણ પડે છે આપણા જ સકલ્પનુ આપણે સતત ધ્યાન રાખી તેની શક્તિ વધારીએ તો આપણી મલિનતા ઓછી થતી હોવાને લીધે તે શક્તિનો આપણને અનુભવ થાય છે આવો અનુભવ થવા માટે આપણે આપણા સક પનુ ધ્યાન કરીને તે સકલ્પની આરાધના સાધવી જોઈએ તે આરાધનાના માર્ગે આપણી ધારણાશક્તિ વધશે, અને આ રીતે વધેલી ધારણાશક્તિને આપણે જરૂરી પ્રસગે ઉપયોગમા લાવી આપણે પોતાની ઉન્નતિ કરી લઈશુ

એકાગ્રતા અને ધ્યાનના અભ્યાસમા સુષુમ્ણા નાડીનો સબધ આવે છે તે નાડીની ગતિ આપણા મેરુદડ (કરોડરજ્જુ)માથી ચાલતી હોય છે શરીરના જ્ઞાનતતુઓની મારફત વૃત્તિઓ અને વિચારોનો પ્રવાહ ચાલવાનો તે જ માર્ગ છે એકાગ્ર થવા માટે આપણી વૃત્તિઓના પ્રવાહને જ્યારે જ્યારે આપણે એકમાર્ગી કરીને એક લક્ષ્ય પર લાવવાનો પ્રયત્ન કરીએ છીએ, ત્યારે ત્યારે દરેક પ્રસગે આપણા કરોડરજ્જુમાથી તે પ્રવાહ જોરથી ચાલવા માડે છે, તે બાજુના જ્ઞાનતતુઓ ચેતનવતા થઈ પ્રવાહને ગતિ આપે છે તે બધા પ્રવાહને અને તેની ગતિને એક કેન્દ્રમા લાવીને આપણા સક પમા દઢતા, ઉત્કટતા, તીવ્રતા અને તેજસ્વિતા લાવવાનો અભ્યાસ આપણને કરતા આવડવો જોઈએ સકલ્પને આપણે પોતાના મસ્તકમા જ દઢ કરવાનો હોય છે એક જ શુભ સક પને જાગ્રત કરીને ત્યા જ એકાગ્ર થવાનુ હોય છે આ જ સ્થાને આપણા જ્ઞાનતતુઓના પ્રવાહને એકદમ ન લાવી શકીએ તો આપણા હૃદયસ્થાનને તેનુ લક્ષ્ય બનાવીને ત્યા પ્રવાહને સ્થિર કરવાનો આપણે પ્રયત્ન કરવો તેમા સિદ્ધિ મળ્યા પછી ભૃમધ્ય – આપણા બે ભવાનો મધ્યમ ભાગ – ના સ્થાનને તેનુ લક્ષ્ય કરીને ત્યા કેન્દ્રીકરણ સાધવુ જોઈએ આ રીતે અભ્યાસ વધારતા વધારતા તાળવાના અગ્રભાગ (મસ્તકનો ઉપરનો ભાગ, જેને માટે 'સહસ્રદલ કમલ' કે 'બ્રહ્મરધ્ર' એવો શબ્દ કેટલાક અભ્યાસમાર્ગી વાપરે છે)મા સર્વ પ્રવાહને લાવીને ત્યા જ સ્થિર કરવાનો અભ્યાસ કરવો જ્ઞાનતતુના પ્રવાહને એક સ્થાને સ્થિર કર્યા પછી તેમા ઉત્કટતા, તીવ્રતા, તેજસ્વિતા વગેરે લાવવાનો અભ્યાસ

રાખવો આ અભ્યાસ આપણે સિદ્ધ કરીએ તો તેમા ધારણાશક્તિની સહેજે વૃદ્ધિ થશે અને તે ધારણાશક્તિ જે કાર્યમા લગાડવાની આપણે ઇચ્છા કરીએ ત્યા તે આપણે સહેજે લગાડી શકીશુ આ સિદ્ધિ સધાય તો માનસિક શક્તિના અભાવે જે બાબતો આજે આપણને અશક્ય જણાય છે, તેમાની અશક્યતા દૂર થયેની આપણા અનુભવમા આવશે જે આ અભ્યાસ સિદ્ધ કરી• શકે તે પોતાની કોઈ પણ ચિત્તવૃત્તિને પોતાના કાબૂમા રાખી શકશે આ અભ્યાસથી આપણા જ્ઞાનતતુઓની શક્તિ વધે છે ધારણ કરેલા કોઈ પણ સકલ્પમા આપણે તીનતા અને દઢતા લાવી શકીએ છીએ આ રીતે વધેની શક્તિથી એ બાજુના આપણા પ્રયત્નમા આપણે યશસ્વી થઈ શકીએ છીએ

આ અભ્યાસનુ વર્ણન અહીં થોડામા* કર્યુ છે ખરી રીતે તે પરિપૂર્ણ કરવા માટે ઘણો સમય આપવો પડે છે તેટલી ચીવટ અને ધીરજ આપણામા હોવા જોઈએ સકલ્પની દઢતા, એકાગ્રતા અને ધ્યાનાભ્યાસ વિષે જે આ લખ્યુ છે તે કેવળ માનસિક શક્તિ વધારવા માટે ઉપયોગી થશે જીવનશુદ્ધિ વિષેની કેવળ ઉદાસીનતા, અજ્ઞાન, કુસગતિ અથવા કેવળ સ્વચ્છદતાથી વર્તવાના લાબા સમયના સ્વભાવને લીધે આપણને વળગેલા ખરાબ સસ્કારો અને ટેવો, દઢ થયેલા દોષો અને દુર્ગુણોમાથી નીકળવા માટે જ્યા કેવળ આપણી માનસિક દુર્બળતા આડે આવે છે, ત્યા માનસિક શક્તિ વધાર્યા સિવાય બીજો ઉપાય નથી ઉપર બતાવેલા માનસિક અભ્યાસને લઈને આપણા ખોટા પૂર્વસસ્કારો અને ટેવોનુ બળ એક બાજુથી ઓછુ થતુ જાય છે અને બીજી બાજુથી આપણા જ્ઞાનતતુઓમા દઢતા આવવાથી નિશ્ચયને દઢપણે વળગવાની આપણી શક્તિ વધતી જાય છે આ રીતે પહેલાના અનિષ્ટ સસ્કારોના નાશ અને નવા નિશ્ચયની દઢતાને લીધે આપણે આપણા માર્ગમા આગળ જઈએ છીએ હાથપગના સ્નાયુઓમા બળ આવવાથી જેમ આપણી શારીરિક શક્તિનો સહેજે વિકાસ થાય છે, તેમ જ્ઞાનતતુઓમા

* વધારે વિસ્તારથી જોવાની ઇચ્છા હોય તેમણે 'વિવેક અને સાધના' નામના મારા પુસ્તકના ચિત્તઅભ્યાસના પ્રકરણો પા ૧૪૭-૨૦૭ (ત્રીજી આવૃત્તિ) જોવા

બળ આવવાથી અને તે બળના પ્રવાહને સકલ્પપૂર્વક અપેક્ષિત સ્થાને લગાડવાથી આપણા ચિત્તમા કાયમની એક શકિત વાસ કરવા લાગે છે આ કાયમની શકિત આપણી ઉન્નતિમા ખરી સહાયક અને ઉપયોગી થાય છે થોડા વખત માટે થયેલો શકિતનો આવિર્ભાવ આપણી ઉન્નતિમા વિશેષ ઉપયોગી થઈ શકતો નથી આપણને શકિતની જરૂર છે અને તે કાયમ માટેની ચિત્તની આવી શકિત વધાર્યા સિવાય આપણે ચિત્તને સ્વાધીન રાખી શકીશુ નહીં ચિત્તની શક્તિથી જ ચિત્તની નિષિદ્ધ વૃત્તિઓને આવરવી પડે છે ચિત્તથી જ ચિત્તને સભાળવુ પડે છે

તુકારામ મહારાજ કહે છે 'હુ જ મારા મનને અને બુદ્ધિને ક્ષણે ક્ષણે વાળુ છુ આ રીતે ખરાબ વૃત્તિઓને આવરીને હુ જ મારો ચોકીદાર થઈ પોતાનુ રક્ષણ કરુ છુ મનમા જે જે અયોગ્ય વૃતિ ઊઠે છે તેને હુ મનથી જ રોકુ છુ'

આપણી સદ્વૃત્તિઓને જાગ્રત કરી તેમને દૃઢ કરીને તેમની મદદ અને બળથી આપણી માનસિક શકિત વધારવા માટે આપણે પ્રયત્નશીલ રહેવુ જોઈએ.

## ૨૧

## મૌન અને વાચાશુદ્ધિ

પ્ર૦ — આધ્યાત્મિક માર્ગમા કેટલાક મૌનનુ ઘણુ મહત્ત્વ કહે છે મૌનથી આપણા ચિત્તને પરમાત્મા પ્રત્યે લગાડવામા મદદ મળે છે, મનની શક્તિ વધે છે, ચિત્ત શાત અને પ્રસન્ન રહે છે મૌનને લીધે અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, એમ પણ કહે છે આ બાબતમા આપનો શો મત છે અને ખરેખર આધ્યાત્મિક માર્ગમા મૌનનો કેટલો ઉપયોગ છે એ વિષે આપ કઈ કહો એવી ઇચ્છા છે

ઉ૦ — આધ્યાત્મિક માર્ગ એટલે શુ? તે વિષે તમારી શી સમજ છે તે હુ જાણુ તો સારુ

પ્ર૦ — જે માર્ગથી પરમાત્માની પ્રાપ્તિ અથવા જ્ઞાન થાય છે તે માર્ગ તે માર્ગમા મૌન એ સાધન છે એમ કહે છે.

ઉ૦ — મૌનથી પરમાત્માની પ્રાપ્તિ કે જ્ઞાન થાય છે કે નહીં એ વિષે કશી ચર્ચા ન કરતાં પરમાત્મા વિષે ઊંડા વિચાર કરવા માટે ચિત્તની જે પ્રકારની અવસ્થાની જરૂર છે તે પ્રાપ્ત કરવામાં મૌનનો કેટલો ઉપયોગ થઈ શકે છે એ વિષે મારા વિચારો હું તમને કહું તો ચાલશે કે ?

પ્ર૦ — હા, ઘણી ખુશીથી.

ઉ૦ — તમને મૌનનો કંઈક અનુભવ છે શું ?

પ્ર૦ — એક વાર ભારે માંદગીમાં દાક્તરે મને બોલવાની મનાઈ કરેલી હતી. તે સમયનો સાધારણ અનુભવ છે. બોલવાથી થાક લાગી શક્તિ ક્ષીણ ન થાય એટલા માટે જ દાક્તરે મને બોલવાની મનાઈ કરી હતી. તે પ્રસંગે કેટલાક દિવસ બોલવાનું બંધ કર્યાને લીધે મને કંઈક ફાયદો થયો હતો એમ યાદ આવે છે. મૌનનો આ કરતાં વધારે કશો અનુભવ મને નથી.

દ્વારા થતી ક્રિયાઓના બે પ્રકાર છે ભય, ચિંતા, શોક, વિકાર, ચિત્તની કંઈક વિકૃત કે ક્ષુબ્ધ અવસ્થા — આ કારણોથી જ્ઞાનેન્દ્રિયો પર પડતી તાણને લીધે તે બાજુની આપણી શક્તિનો ક્ષય થાય છે અને સદ્ભાવના, વિકારરહિત આનંદના પ્રકારો, ઉન્નત વિચારમા ચિત્તને સમરસતા — એને લીધે જ્ઞાનેન્દ્રિયોને કાર્ય કરવુ પડતુ હોય તોય બીજી બાજુથી તેમની શક્તિ ભરાઈ જઈ ચિત્તશક્તિનુ વર્ધન થાય છે દરરોજના વહેવારમા આ બાબતો તરફ આપણુ ધ્યાન જતુ નથી આપણામા વિવેક અને સાવધતા ન હોવાથી અથવા જીવનમા કોઈ પવિત્ર આદર્શ સિદ્ધ કરવાની મહત્ત્વાકાક્ષા ન હોવાથી વૃત્તિઓનો પ્રવાહ જેમ ચાલે છે તેમ તેને આપણે ચાલવા દઈએ છીએ અને તે પ્રમાણે જ્ઞાનેન્દ્રિયોની ક્રિયાઓ ચાલે છે પાચ જ્ઞાનેન્દ્રિયોના જુદા જુદા મળીને પચવિધ વિષયમા જ આપણુ ચિત્ત હમેશ રમ્યા કરે છે આ પ્રકાર આપણે બદલવો હોય તો આપણે કંઈક હેતુપૂર્વક તે દિશામા પ્રયત્ન કરવો જોઈએ આ પ્રયત્ન પૈકી મૌન એ એક પ્રકાર છે વાણીનો સપૂર્ણ સયમ એટલે મૌન ખરુ જોતા જે પોતાના ચિત્ત દ્વારા કોઈ વિશેષ કાર્ય કરાવવા ઇચ્છતો હોય, એકાદ ગૂઢ અને પવિત્ર વિષયમા ઊંડાણથી વિચાર કરવા ચાહતો હોય તેણે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોના વ્યાપારોને શક્ય તેટલા આવરવા જોઈએ અર્થાત્ તેમનો સયમ કરવો જોઈએ કેવળ શબ્દોચ્ચારનો વ્યાપાર બધ કરવાથી તે કાર્ય પૂર્ણપણે સિદ્ધ થતુ નથી તોપણ કેવળ વાણીનો, એક ઇન્દ્રિયના વ્યાપારનો, સયમ કર્યાથીયે કંઈક શક્તિ બચે છે અને આ રીતે શબ્દ સયમનુ પરિણામ ચિત્તમા ઊઠતી વૃત્તિઓ પર થઈ તેની ચચળતા કંઈક ઓછી થાય છે તેને લીધે ચિત્તશક્તિનો વ્યય ઓછો થઈ તેનો સગ્રહ થાય છે અને તે શક્તિનો આપણા ઇચ્છિત કાર્યમા આપણે ઉપયોગ કરી શકીએ છીએ

પ્ર૦ — જ્ઞાનેન્દ્રિયોની શક્તિનો વ્યય ક્યારે થાય છે અને શક્તિનો સગ્રહ કેવી રીતે વધી શકે છે એ વિષે સવિસ્તર આપ કહેશો તો હુ આ વિષયમા વધારે સમજી શકીશ માટે આ વિષે થોડો ખુલાસો આપ કરો

ઉ૦ — મૌનથી પરમાત્માની પ્રાપ્તિ કે જ્ઞાન થાય છે કે નહીં એ વિષે કશી ચર્ચા ન કરતા પરમાત્મા વિષે ઉંડો વિચાર કરવા માટે ચિત્તની જે પ્રકારની અવસ્થાની જરૂર છે તે પ્રાપ્ત કરવામા મૌનનો કેટલો ઉપયોગ થઈ શકે છે એ વિષે મારા વિચારો હુ તમને કહુ તો ચાલશે કે?

પ્ર૦ — હા, ઘણી ખુશીથી

ઉ૦ — તમને મૌનનો કંઈક અનુભવ છે શુ?

પ્ર૦ — એક વાર મારે માદગીમા દાક્તરે મને બોલવાની મનાઈ કરેલી હતી તે સમયનો સાધારણ અનુભવ છે બોલવાથી થાક લાગી શક્તિ ક્ષીણ ન થાય એટલા માટે જ દાક્તરે મને બોલવાની મનાઈ કરી હતી તે પ્રસગે કેટલાક દિવસ બોલવાનુ બધ કર્યાને લીધે મને કંઈક ફાયદો થયો હતો એમ યાદ આવે છે મૌનનો આ કરતા વધારે કશો અનુભવ મને નથી

ઉ૦ — એટલે બોલવાથી ખર્ચાતી તમારી શક્તિ ન બોલવાને લીધે કંઈક બચી અને તે તમારા શરીર રક્ષણના કામમા તમને ઉપયોગી થઈ મૌનને લીધે શક્તિ ન ખર્ચાતા તેનો સગ્રહ થાય છે, એટલી વાત તો તમે અનુભવથી સમજો છો માદગીમા મૌનથી સગ્રહાયેલી શક્તિનો જેમ શરીરરક્ષણના કામમા ઉપયોગ થાય છે, તેમ જ્યારે આપણા ચિત્ત પાસેથી એકાદ મહત્ત્વનુ કામ કરાવવાનુ હોય ત્યારે આપણે તેની શક્તિ ફોકટ જવા ન દઈએ તો તેનો તે મહત્ત્વના કામમા ઉપયોગ થઈ શકે શરીર કરતા ચિત્તનુ કાર્ય સૂક્ષ્મ હોવાથી તેમા વિચારપૂર્વક વર્તન કર્યા વગર કેવળ મૌન રાખવાથી ચિત્તની સગ્રહેલી શક્તિનો આપોઆપ સદુપયોગ થશે એવુ નથી તે માટે પ્રથમ આ બાબતના ચિત્તના ધર્મો સમજી લેવા જોઈએ જે પ્રમાણે આપણા શરીર દ્વારા જ્ઞાત અજ્ઞાતપણે થતા કર્મો અને ક્રિયાઓમા પણ આપણી શારીરિક શક્તિ ખર્ચાય છે, તે જ પ્રમાણે આપણી જ્ઞાનેન્દ્રિયો દ્વારા જ્ઞાતઅજ્ઞાતપણે થતા કર્મો અને ક્રિયાઓમા પણ ચિત્તની શક્તિ ખર્ચાય છે ગાઢ નિદ્રામા આ શક્તિ ભરાઈ જઈ તેનો સગ્રહ થાય છે આ રીતે જે સમયે શક્તિનો વ્યય થતો નથી તે સમયે આપણને આરામ લાગે છે જ્ઞાનેન્દ્રિયો

દ્વારા થતી ક્રિયાઓના બે પ્રકાર છે ભય, ચિંતા, શોક, વિકાર, ચિત્તની કંઈક વિકૃત કે ક્ષુબ્ધ અવસ્થા — આ કારણોથી જ્ઞાનેન્દ્રિયો પર પડતી તાણને લીધે તે બાજુની આપણી શક્તિનો ક્ષય થાય છે અને સદ્ભાવના, વિકારરહિત આનંદના પ્રકારો, ઉન્નત વિચારમા ચિત્તને સમરસતા — એને લીધે જ્ઞાનેન્દ્રિયોને કાર્ય કરવુ પડતુ હોય તોય બીજી બાજુથી તેમની શક્તિ ભરાઈ જઈ ચિત્તશક્તિનુ વર્ધન થાય છે દરરોજના વહેવારમા આ બાબતો તરફ આપણુ ધ્યાન જતુ નથી આપણામા વિવેક અને સાવધતા ન હોવાથી અથવા જીવનમા કોઈ પવિત્ર આદર્શ સિદ્ધ કરવાની મહત્ત્વાકાક્ષા ન હોવાથી વૃત્તિઓનો પ્રવાહ જેમ ચાલે છે તેમ તેને આપણે ચાલવા દઈએ છીએ અને તે પ્રમાણે જ્ઞાનેન્દ્રિયોની ક્રિયાઓ ચાલે છે પાચ જ્ઞાનેન્દ્રિયોના જુદા જુદા મળીને પચવિધ વિષયમા જ આપણુ ચિત્ત હમેશ રમ્યા કરે છે આ પ્રકાર આપણે બદલવો હોય તો આપણે કંઈક હેતુપૂર્વક તે દિશામા પ્રયત્ન કરવો જોઈએ આ પ્રયત્ન પૈકી મૌન એ એક પ્રકાર છે વાણીનો સપૂર્ણ સયમ એટલે મૌન ખરુ જોતા જે પોતાના ચિત્ત દ્વારા કોઈ વિશેષ કાર્ય કરાવવા ઇચ્છતો હોય, એકાદ ગૂઢ અને પવિત્ર વિષયમા ઊંડાણથી વિચાર કરવા ચાહતો હોય તેણે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોના વ્યાપારોને શકય તેટલા આવરવા જોઈએ અર્થાત્ તેમનો સયમ કરવો જોઈએ કેવળ શબ્દોચ્ચારનો વ્યાપાર બધ કરવાથી તે કાર્ય પૂર્ણપણે સિદ્ધ થતુ નથી તોપણ કેવળ વાણીનો, એક ઇન્દ્રિયના વ્યાપારનો, સયમ કર્યાથીયે કંઈક શક્તિ બચે છે અને આ રીતે શબ્દ સયમનુ પરિણામ ચિત્તામા ઊઠતી વૃત્તિઓ પર થઈ તેની ચચલતા કંઈક ઓછી થાય છે તેને લીધે ચિત્તશક્તિનો વ્યય ઓછો થઈ તેનો સગ્રહ થાય છે અને તે શક્તિનો આપણા ઇચ્છિત કાર્યમા આપણે ઉપયોગ કરી શકીએ છીએ

પ્ર૦ — જ્ઞાનેન્દ્રિયોની શક્તિનો વ્યય કયારે થાય છે અને શક્તિનો સગ્રહ કેવી રીતે વધી શકે છે એ વિષે સવિસ્તર આપ કહેશો તો હુ આ વિષયમા વધારે સમજી શકીશ માટે આ વિષે થોડો ખુલાસો આપ કરો

ઉ૦ — જ્ઞાનેન્દ્રિયોથી થતા કાર્યોમા બે ભેદ હોય છે એક પ્રિય વિષય અને બીજો અપ્રિય વિષય પ્રિય વિષયમા આપણી જ્ઞાનેન્દ્રિયોને જે કાર્ય કરવુ પડે છે તેમા રસ પેદા થતો હોવાથી અર્થાત્ પ્રીતિ લાગવાથી તેમા સુખ અને આનદનો અનુભવ થાય છે તેમા ઇન્દ્રિયોને શ્રમ ન પડતા તેમાના રસાનુભવને લઈને ઇન્દ્રિયોની શક્તિ કાયમ રહે છે એટલુ જ નહીં પણ જ્ઞાનેન્દ્રિયો દ્વારા આપણને એક પ્રકારનો આરામ લાગે છે, પરન્તુ આ લાભ વિષય પ્રિય હોઈ તે કલ્યાણદાયક હોય તો જ થાય છે વિષય પ્રિય હોય પણ જો તે કલ્યાણદાયક ન હોય, પરિણામે દુ ખદાયક હોય તો તેનાથી પણ આપણી જ્ઞાનેન્દ્રિયોની બુદ્ધિ અને તે સાથે તેમની શક્તિ ઓછી થતી જઈ એકદરે ચિત્તની શક્તિ ક્ષીણ થાય છે મૌનથી પ્રિય કે અપ્રિય કોઈ પણ વિષય માટે વાપરવામા આવતી વાણીને આપણે બધ રાખીએ છીએ બોલવાથી આપણો બીજાઓ સાથે સબધ આવે છે તે સબધમા જે જે વિષયો નીકળે છે તે વિષયાકાર આપણી ચિત્તવૃત્તિ થાય છે આ સ્થિતિ તે વખત પૂરતી ન રહેતા બોલવાનુ અથવા ચર્ચા બધ થયા પછી પણ ચાલુ રહે છે અર્થાત્ આપણા ચિત્તમા તે તે વિષયો ઘોળાતા રહે છે આ રીતે વાણીનો સયમ ન કરવાથી આપણી શક્તિ અને સમયનો નિરર્થક વ્યય થાય છે આ જ વાત વધારે સ્પષ્ટતાથી કહું આપણા દરેક કર્મની પાછળ વિવેકદષ્ટિ ન હોવાથી કે તે પ્રકારનુ વલણ આપણને પડેલું ન હોવાથી આપણા દરરોજના બોલવામાનુ કેટલુયે બોલવુ નિરર્થક હોય છે એવુ વિચાર કરતા લક્ષમા આવશે ઇન્દ્રિયોને પડેલી દરરોજની ટેવ પ્રમાણે આપણે વર્તીએ છીએ આપણે બોલવુ, સભાષણ, ચર્ચાઓ કેટલીયે વાર ઉદ્દેશ વગરના હોવાનુ અનુભવાય છે બોલવાનો પ્રારભ એક વિષયમા થાય છે, પણ તેમાથી સાર કે તથ્યરૂપે કશુ મળતુ નથી તથ્ય મળે એ હેતુથી બોલવાની શરૂઆત કરેલી પણ નથી હોતી કદી કદી કયા વિષયથી બોલવાનો આરભ થયો તેનુ પણ સ્મરણ રહેતું નથી તેમા કેવળ વાચાળતા વધે છે અને તે સાથે કેટલાક માનસિક દોષોની વૃદ્ધિ થાય છે વાણી દ્વારા કર્મની શરૂઆત થયા પછી બોલવાના વિષયો પ્રમાણે ચિત્તવૃત્તિઓ

ઊઠવા લાગે છે અને તેમાની તીવ્રતા પ્રમાણે આપણી જ્ઞાનેન્દ્રિયો પર પરિણામ થાય છે, તાણ પડે છે બોલવાનુ પૂરુ થયા પછી પણ ચિત્ત અને જ્ઞાનેન્દ્રિયો પરની એ તાણ નાશ પામતી નથી આ તાણમા આપણી શક્તિનો ક્ષય થાય છે જે પોતાના ચિત્ત દ્વારા ખાસ કાર્ય કરાવી લેવા ઇચ્છા રાખતો હોય તેણે આ પ્રકારના ચિત્ત અને જ્ઞાનેન્દ્રિયોના ધર્મો જાણીને વર્તવુ જોઈએ જે અતર્મુખ થઈને એકાદ ગભીર વિષયમા ઘણે ઊડે ઊતરી વિચાર કરવા ચાહતો હોય તેણે મૌન પાળવુ જરૂરી છે બે માણસો મળે, થોડો સમય તેમને સાથે ભેગા રહેવાનો પ્રસગ આવે તો કદી કદી કઈ પણ બોલવુ જ જોઈએ એટલે તેઓ બોલે છે એવો સામાન્ય રીતે અનુભવ થાય છે જીભ ચૂપ રાખી શકાતી નથી અને વિચારો મનમા રાખી શકાતા નથી, એટલે ઘણા માણસો બોલે છે તેમા વિચારોની સ્થિરતા કે વિવેક કારણ ન હોઈ માનસિક ચચલતા જ મોટે ભાગે કારણ હોય છે સત જ્ઞાનેશ્વરે પરિમિત બોલવુ એને જ્ઞાની પુરુષના અનેક લક્ષણો પૈકી એક લક્ષણ કહ્યુ છે. તેઓ કહે છે તે (જ્ઞાની) મોટે ભાગે બોલતા નથી, પણ એવીયે સ્થિતિમા —

> मग प्राथिला विपायें। जरि लोभें बोला जाये।
> तरि परिसतया हाये, माय बापु ॥
> का नादब्रह्मचि मुसे आलें। की गगापय असळलें।
> पतिव्रते आलें। वार्धक्य जैसे ॥
> तैसे साच आणि मवाळ। मितले आणि रमाळ।
> शब्द जैसे कल्लोळ। अमृताचे ॥

ज्ञानेश्वरी, अ० १३, २६८–२७०

કોઈ બોલવા વિષે તેમને પ્રાર્થના કરે અને પછી તેઓ પ્રેમથી બોલવા લાગે તો સાભળનારને તેમનું બોલવુ માબાપની જેમ આનદદાયક લાગે છે તેમનુ બોલવુ એટલે જાણે કે નાદબ્રહ્મ (વેદ)જ મૂર્ત થયેલ છે અથવા સ્વચ્છ ગગોદક ઉછાળા મારે છે અથવા પતિવ્રતા સ્ત્રીને વાર્ધક્ય આવ્યુ છે ( પતિવ્રતા અને વાર્ધક્ય બન્ને મળીને પૂજ્યતા બેવડી થાય છે એમ

તેને લાગે છે) તેમ સત્ય અને મૃદુ, પરિમિત અને પ્રેમળ એવા અમૃતના મોજાઓની જેમ તેમના મોમાથી શબ્દો નીકળે છે તે જ પ્રમાણે સત કબીર પણ કહે છે

अतिका भला न बोलना अतिकी भली न चूप।
अतिका भला न बरसना अतिकी भली न धूप॥

સતોના આ વચનો પરથી એ જ સમજાય છે કે ચિંતનશીલ, મનનશીલ મનુષ્ય નિષ્કારણ બોલતો નથી યોગ્ય, કારણપૂરતુ અને તે પણ જરૂરી હોય તેટલુ જ તે બોલે છે આવી પરિમિતતા જેઓ સાધી શકતા નથી તેમણે અતિરેકમાથી નીકળવા માટે ચિત્તને ટેવ પાડવી જોઈએ એવી ટેવ પાડવા માટે મૌનની આવશ્યકતા છે

આ વિષય બરાબર ધ્યાનમા આવે એ માટે વળી એક મહત્ત્વની બાબત લક્ષમા લેવી જોઈએ કેવળ મૌન પાળવાથી ચિત્તના બધા પ્રવાહને આપણા અપેક્ષિત કાર્ય તરફ લગાડાશે જ એવુ નથી આપણા ભાવ ઊર્મિ, વિચાર, વિચાર, ઇચ્છા, કામના વગેરેને વ્યક્ત કરવા માટે માણસ ઘણુખરુ શબ્દોનો, વાણીનો ઉપયોગ કરે છે કેવળ બોલવાની ટેવ પડી ગઈ હોવાથી ઘણી વાર સ્વભાવગત થયેલી વાચાળ તાના પ્રમાણમા માણસ બોલતો રહે છે મૌનથી આ વાત બધ પડે છે આપણે જ મૌન ધારણ કર્યા પછી બીજાનુયે આપણી સાથે બોલવાનું સહેજે બધ પડે છે, નિદાન ઓછુ તો થાય જ છે આવી રીતે આપણો શબ્દવહેવાર ઓછો થવાથી કેવળ ભાષણસભાષણને લીધે ચિત્તમા આવતી ચચળતા અને જ્ઞાનતતુઓને પડતી તાણ ઓછી થઈ જાય છે મૌન ધારણ કરેલી કેટલીક એવી વ્યક્તિઓને મેં જોઈ છે કે તેઓ પોતે બોલતા નથી પણ બીજાઓનું ભાષણ બોલવુ ચર્ચા સાભળી રહે છે તેને લઈને તેમને મૌનનો ખાસ લાભ થતો નથી, કારણ કે બીજાઓના બોલવાને લીધે ચિત્ત પર થતા પરિણામ તેમના ચિત્તમા આવુ જ રહે છે કેટલીક વ્યક્તિઓ પત્તા રમવામા તો કેટલીક ઊંઘવામા મૌનનો સમય ગાળે છે મૌનની પાછળ તેમનો હેતુ ચિંતનમનનનો ન હોઈ ધાર્મિક કર્મકાડ જેવો હોય છે પણ એથી મૌનનો ખરો હેતુ કદી સિદ્ધ થતો નથી તેનો ખરો હેતુ પ્રથમ શબ્દવહેવારનો સયમ સાધી તેનાથી

ચિત્તવૃત્તિઓને રોકી ચિત્તની બધી શક્તિઓને આપણા અપેક્ષિત પવિત્ર કાર્યમાં લગાડવી એ જ હોવો જોઈએ. નકામી જતી શક્તિ અને સમય બચાવી ચિંતન-મનનથી શક્તિ વધારીને તેને અપેક્ષિત કાર્યમાં લગાડવી એ હેતુ સાધવાનો હોય તો આપણે સંપૂર્ણપણે શબ્દસંયમ સાધવો જોઈએ. આપણા મોંમાંથી નીકળતા શબ્દો પૂરતો સંયમ એ એકાંગી સંયમ છે. શબ્દસંયમ બંને બાજુથી સાધવો જોઈએ. જીભનો સંયમ જેમ બે પ્રકારે સાધવાનો હોય છે — એક વાણી એટલે શબ્દોચ્ચાર અને બીજો સ્વાદ-સંયમ, તેમ શબ્દસંયમ આપણી અને બીજાની એમ બને બાજુથી સાધવો જરૂરી છે. જેઓ કેવળ પોતાના શબ્દપૂરતો સયમ પાળે છે તેમનું મૌન, જેઓ સાંભળી શકે છે પણ બોલી શકતા નથી એવા મૂંગાઓની સિદ્ધિ જેવું હોય છે. પણ જેઓ ચિત્તની એક ખાસ સ્થિતિ માટે મૌન પાળતા હોય તેમણે જીભ દ્વારા શબ્દનો વહેવાર જેમ બંધ કરવો જોઈએ તે પ્રમાણે શ્રવણેન્દ્રિયની બાજુથી પણ સયમી રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. પોતાના હેતુની સિદ્ધિ માટે ઉપયોગી થાય એવા ગ્રંથવાચન સિવાય બીજું વાચન પણ તેમણે બધ રાખવુ જોઈએ.

આવા પ્રકારનું મૌન આપણી વૃત્તિઓને અંતર્મુખ કરવા માટે ઉપયોગી થાય છે. આપણી વૃત્તિઓને અંતર્મુખ કરીને અને તેમનું નિરીક્ષણ-પરીક્ષણ કરીને આપણા જ અંતરમાં ઊંડા ઊતરવાનો અભ્યાસ કરવા માટે આપણે મૌનનો ઉપયોગ કરવો જોઈએ. આપણું જ એટલે આપણી ચિત્તવૃત્તિઓનુ શોધન ન કરીએ, તો આપણને આપણી ખરી સ્થિતિની ઓળખ થશે નહીં. શોધન બે પ્રકારનું કરવું પડે છે. એક, આપણી વૃત્તિઓ શોધી કાઢીને ઓળખવાનું, અને બીજું, અશુદ્ધ વૃત્તિઓને શુદ્ધ કરવાનું. આપણી વૃત્તિઓ કઈ છે, આપણા ચિત્તની ખરી અવસ્થા શી છે, તેની જ આપણને ખબર હોતી નથી. તેમનું સંપૂર્ણ જ્ઞાન આપણને હોવુ જોઈએ. અંતર્મુખતા વગર આ વાત સિદ્ધ થશે નહીં. એથી જ આ માર્ગમાં અંતર્મુખતાની ઘણી જરૂર છે. સ્વભાવથી બહાર દોડતી વૃત્તિઓને રોક્યા વગર અંતર્મુખતા સધાતી નથી. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોનો બાહ્ય વહેવાર ઓછો કર્યા વગર દોડતી વૃત્તિઓ પૂરેપૂરી ધ્યાનમાં આવતી નથી. મૌનથી શબ્દવહેવાર અટકે છે.

શબ્દવહેવાર ઓછો થવાથી શબ્દને લીધે ઊઠતી વૃત્તિઓ ઓછી થાય છે. બોલવાનો વહેવાર ઓછો થવાથી તેને આધારે ચાલતા બીજા વહેવારોમાં પણ મંદતા આવે છે, અને પછી તે પણ આગળ ઉપર બંધ થાય છે. આ સ્થિતિ અંતર્મુખતાના પ્રયત્નમાં મદદરૂપ થાય છે. સૂક્ષ્મ વિચારોનુ ચિંતન-મનન અંતર્મુખતા વગર થઈ શકતુ નથી. મૌનથી આ બાબત સધાય છે પણુ તે ઉપર લખેલા ઉદ્દેશથી ધારણ કરેલું હોવું જોઈએ. ચિત્તને આધ્યાત્મિક સૂક્ષ્મ વિષયમાં ઊંડાણમાં લઈ જવા માટે ઉપયોગી થઈ શકે એવી અંતર્મુખતા જે મૌનમાં સધાય તે જ ખરું મૌન. તે વગર બહારના મૌનનું જીવનવિકાસની દૃષ્ટિથી મહત્ત્વ નથી. મૌનનો ખરો ઉપયોગ આ માર્ગમાં થાય એવી જેની ઇચ્છા હોય, તેણે પોતાનું સાધ્ય પવિત્ર રાખવું જોઈએ. મૌનથી અંતર્મુખતા સધાય છે કે નહીં તે તરફ લક્ષ રાખવું જોઈએ. આપણે જે સાધનનો ઉપયોગ કરતા હોઈએ તે સાધનથી આપણે સાધ્ય તરફ જઈએ છીએ કે નહીં તે ઓળખવા જેટલો વિવેક, સાવધપણું અને પારખ વગેરે ગુણો આપણામાં હોવા જોઈએ.

મૌનનું મહત્ત્વ ગમે તેટલું હોય તોય તે જીવનનું સાધ્ય ન હોઈ સાધન છે એ આપણે કદીયે ભૂલવું ન જોઈએ. મૌન દ્વારા મળેલી સિદ્ધિઓની પ્રતીતિ મૌન છોડયા પછી જ આવે છે. તે પૈકી પહેલી સિદ્ધિ એ વાચાશુદ્ધિ છે. ઘણો વખત મૌન પાળ્યા છતાં જો વાચાશુદ્ધિ ન સધાય તો ચે કરતાં કાંઈ સિદ્ધિ સાધવાનું શક્ય નથી. 'साच' आणि मवाळ । मितले आणि रसाळ । शब्द जैसे कल्लोळ अमृताचे । એ વાચાશુદ્ધિનાં લક્ષણો સંત જ્ઞાનેશ્વરે કહ્યાં છે. મૌનથી આટલો પ્રાથમિક લાભ તો થવો જ જોઈએ. જો મૌનથી આટલોય લાભ ન થાય તો તેમાંથી ભ્રમ અને દંભ નિર્માણ થવાનો સંભવ અને ધાસ્તી છે એમ સમજીને તે બાબતમાં આપણે સાવધ રહેવું જોઈએ.

## ૨૨

# માનવતાની સિદ્ધિનો સંકલ્પ

જ્ઞાન, વિદ્યા, ધન, કળા વગેરેમાંથી કોઈ પણ સિદ્ધિ સહેલાઈથી પ્રાપ્ત થઈ શકતી નથી. તેને માટે પરિશ્રમ કરવો પડે છે. તેમાંથી ધન કદાચ વારસામાં મળી શકે, પરંતુ બીજી કોઈ સિદ્ધિ અથવા વિશેષતા પ્રાપ્ત કરવા માટે મનુષ્યે પોતે જ પ્રયત્ન કરવો પડે છે. યોગ્ય માર્ગ વગર તેમાં સફળતા મળતી નથી. તે પ્રમાણે માનવતાની સિદ્ધિ પણ યોગ્ય માર્ગ વિના મળી શકતી નથી. મનુષ્યનું શરીર કુદરતી ધર્માનુસાર વધે છે. બુદ્ધિ પણ ઉંમર પ્રમાણે વધે છે. પરંતુ જેમને પોતાનું શરીર એક વિશેષ પ્રકારનું અથવા શક્તિશાળી બનાવવાની ઇચ્છા હોય, અથવા જેમને પોતાની બુદ્ધિનો વિકાસ વિશેષ પ્રમાણમાં કરવો હોય, એ બધાએ તે પ્રકારનું શરીર બનાવવાને માટે તેમ જ બુદ્ધિ પ્રાપ્ત કરવા માટે કંઈક વિશેષ પ્રયત્ન કરવો પડે છે અને તે યોજના-પૂર્વક અને સાચી રીતે કરવો પડે છે. પરમાત્માએ મનુષ્યને જે વિશેષ શક્તિઓ આપી છે, કે મનુષ્યે પોતે પ્રાપ્ત કરી છે, તેમાં સંકલ્પશક્તિ એ ઘણી મહત્ત્વની શક્તિ છે. કોઈ પણ સિદ્ધિ કે કોઈ પણ પ્રકારની સફળતા પ્રાપ્ત કરવા માટે મનુષ્યે પહેલાં દૃઢ સકલ્પ કરવો પડે છે. શરીરને ઉત્કૃષ્ટ અને બળવાન કરવાની જેને ઇચ્છા હોય તેને તે પ્રકારનો સંકલ્પ પ્રથમ કરવો પડે છે અને તે પ્રકારના આદર્શને સદૈવ પોતાની દૃષ્ટિ સામે રાખવો પડે છે. હનુમાન, ભીમ, રુસ્તમ, સૅમસન, સૅન્ડો વગેરેમાંથી કોઈનું પણ ચિત્ર આદર્શ તરીકે મનમાં રાખવુ પડે છે. ભવિષ્યમાં શરીર કેવું હોય તેનું ઉત્તમમાં ઉત્તમ કલ્પનાચિત્ર નજર સામે રાખવું પડે છે. ધનવાન બનવાની ઇચ્છા કરનાર ધનના ચિંતન સાથે કોઈ ધનવાનનું, કે પોતાના ધનવાનપણાનું ચિત્ર મનમાં રાખે છે અને તેનું ચિંતન કરે છે. જેનો જે પ્રકારનો સંકલ્પ અને આદર્શ હોય તે પ્રમાણે તેનું ચિંતન ચાલે છે. તેને અનુરૂપ તે ભવિષ્યકાળના જીવનનો નકશો

બનાવે છે, અને સાથે સાથે દૃઢતાથી તે દિશામા પ્રયત્નશીલ રહે છે કેવળ સકલ્પથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી તેને માટે દીર્ઘ પ્રયત્ન, દૃઢતા, ધૈર્ય, સહિષ્ણુતા, યોજનાશક્તિ વગેરે સદ્‌ગુણોની આવશ્યકતા રહે છે ચારિત્ર્યની સિદ્ધિ માટે, માનવતાની સફળતા માટે આ રીતે પ્રયત્નશીલ રહેવુ પડે છે ચારિત્ર્ય કે માનવતાની સિદ્ધિ યોગ્ય પરિશ્રમ વગર સહેજે પ્રાપ્ત થાય તેવી નથી સાચો સકલ્પ અને સાથે સાથે આદર્શ બનેનુ સદૈવ અનુસધાન રાખીને પ્રયત્નશીન રહેવાથી તે સિદ્ધિ પ્રાપ્ત થાય છે

જીવનનો સાચો આદર્શ શો છે તે આપણા રાતદિવસના ચિંતન પરથી અને આપણા વહેવારના અતિમ હેતુ પરથી આપણે સમજી શકીએ છીએ રોજ જાગૃતિથી માડી નિદ્રાધીન થવા સુધી આપણે કયા વિષયનુ ચિંતન કરીએ છીએ, ધન, માન, પ્રતિષ્ઠા, સત્તા, ચારિત્ર્ય વગેરેમાથી કઈ વસ્તુ મળવાથી આપણે ધન્યતા અને પ્રસન્નતા માણીએ છીએ તે આપણે રોજ ને રોજ જોતા રહીએ, તો આપણો જીવનઆદર્શ કયો છે તે આપણે સમજી શકીશુ રોજના આપણા આચરણ પરથી આપણો આદર્શ શો છે તે સમજમા આવી જશે માનવતા સિવાય બીજી કોઈ પણ સફળતા આપણને ઉન્નત કરી શકશે નહીં એ સિદ્ધાત પર આપણી શ્રદ્ધા હોવી જોઈએ વહેવારમા આપણે આ પ્રકારના જીવનની સફળતાની દૃષ્ટિ રાખવી જોઈએ ધનનોભી મનુષ્ય પોતાના રોજના વ્યવહારમા માનવતા ગુમાવીને ધનપ્રાપ્તિમા સતોષ માને છે તેમાં તેને ધન્યતા લાગે છે પણ માનવતાનુ મૂલ્ય સમજાતુ ન હોવાથી તે ધનનોભમા ફસાઈ જાય છે તે પ્રમાણે માનસન્માન, પ્રતિષ્ઠા, ઐશ્વર્ય તથા વિલાસમા મગ્ન રહેનાર બધા પોતપોતાના વિષયની તૃપ્તિમા સતુષ્ટ થઈને ધ યતા માને છે એવા પ્રયત્નમા માનવતા નષ્ટ થાય છે કે નહીં તે તરફ તેમનુ ધ્યાન જતુ નથી પરતુ માનવતાની સિદ્ધિ જેઓ ઇચ્છે છે તેઓ પોતાના રોજના વહેવારમા તેની રક્ષા કરવાનો, તેને વૃદ્ધિંગત કરવાનો પ્રયત્ન કરતા રહે છે તેને માટે ધન ગુમાવવાનો પ્રસગ આવે, માન, પ્રતિષ્ઠા, ઐશ્વર્ય, સત્તા છોડવાનો પ્રસગ આવે તોપણ તેની પરવા કરતા નથી બધુ ગુમાવીને તેઓ માનવતાની સફળતા

ઇચ્છે છે, અને તેને જ માટે પ્રયત્નશીલ રહે છે. આ પ્રમાણે રોજના જીવનવહેવારમાં જેઓ આ દૃષ્ટિ રાખે છે, તેઓ માનવતાના સાચા ઉપાસક છે. માનવતાની સિદ્ધિ તેમને જ પ્રાપ્ત થાય છે.

તે પરથી એવો અર્થ કોઈ ન કરે કે જીવનમાં ધન, જ્ઞાન, બળ, વિદ્યા, કળા, સામર્થ્ય, સત્તા વગેરેની કંઈ કિંમત નથી. તેમાંની પ્રત્યેક સિદ્ધિ અથવા બીજી કોઈ વિશેષતાની જીવનમાં કિંમત છે એમાં શંકા નથી, પણ બધાની કિંમત માનવતા માટે છે તે આપણે કદી ભૂલવું ન જોઈએ. માનવતા ગુમાવીને પ્રાપ્ત કરવા લાયક કોઈ પણ સિદ્ધિ નથી એમ આપણે ખાતરીપૂર્વક સમજવુ જોઈએ. આ દૃષ્ટિથી આપણે આપણા જીવન તરફ, જીવનના ક્રમ તરફ અને જીવનના વહેવાર તરફ જોઈને સાવધ રહેવું જોઈએ. પરમાત્માએ આપણને માનવજન્મ આપ્યો છે. તેથી આપણે માનવધર્મથી ચાલવુ જોઈએ. માનવતાની સિદ્ધિ અને સફળતાનો સંકલ્પ કરવો જોઈએ. તે દિશામા પ્રયત્નશીલ રહેવુ જોઈએ સાચું પૂછીએ તો આપણે રોજ જાગ્રત રહીને જીવનનો હિસાબ જોવો જોઈએ. પરંતુ કોઈ કારણથી આ વાત આપણાથી ન બની શકે તો ઓછામાં ઓછુ પર્વના દિવસોમાં — ધાર્મિક, પવિત્ર અને આનંદના દિવસોમાં — આપણે આ વિષયમાં અવશ્ય જાગ્રત રહેવું જોઈએ.

બનાવે છે, અને સાથે સાથે દૃઢતાથી તે દિશામા પ્રયત્નશીલ રહે છે કેવળ સકલ્પથી સિદ્ધિ પ્રાપ્ત થતી નથી તેને માટે દીર્ઘ પ્રયત્ન, દૃઢતા, ધૈર્ય, સહિષ્ણુતા, યોજનાશક્તિ વગેરે સદ્ગુણોની આવશ્યકતા રહે છે ચારિત્ર્યની સિદ્ધિ માટે, માનવતાની સફળતા માટે આ રીતે પ્રયત્નશીલ રહેવુ પડે છે ચારિત્ર્ય કે માનવતાની સિદ્ધિ યોગ્ય પરિશ્રમ વગર સહેજે પ્રાપ્ત થાય તેવી નથી સાચો સકલ્પ અને સાથે સાથે આદર્શ બનેનુ સદૈવ અનુસધાન રાખીને પ્રયત્નશીલ રહેવાથી તે સિદ્ધિ પ્રાપ્ત થાય છે

જીવનનો સાચો આદર્શ શો છે તે આપણા રાતદિવસના ચિતન પરથી અને આપણા વહેવારના અતિમ હેતુ પરથી આપણે સમજી શકીએ છીએ રોજ જાગૃતિથી માડી નિદ્રાધીન થવા સુધી આપણે કયા વિષયનુ ચિંતન કરીએ છીએ, ધન, માન, પ્રતિષ્ઠા, સત્તા, ચારિત્ર્ય વગેરેમાથી કઈ વસ્તુ મળવાથી આપણે ધન્યતા અને પ્રસન્નતા માણીએ છીએ તે આપણે રોજ ને રોજ જોતા રહીએ, તો આપણો જીવનઆદર્શ કયો છે તે આપણે સમજી શકીશુ રોજના આપણા આચરણ પરથી આપણો આદર્શ શો છે તે સમજમા આવી જશે માનવતા સિવાય બીજી કોઈ પણ સફળતા આપણને ઉન્નત કરી શકશે નહીં એ સિદ્ધાત પર આપણી શ્રદ્ધા હોવી જોઈએ વહેવારમા આપણે આ પ્રકારના જીવનની સફળતાની દૃષ્ટિ રાખવી જોઈએ ધનલોભી મનુષ્ય પોતાના રોજના વ્યવહારમા માનવતા ગુમાવીને ધનપ્રાપ્તિમા સતોષ માને છે તેમા તેને ધન્યતા લાગે છે પણ માનવતાનુ મૂલ્ય સમજાતુ ન હોવાથી તે ધનલોભમા ફસાઈ જાય છે તે પ્રમાણે માનસન્માન, પ્રતિષ્ઠા, ઐશ્વર્ય તથા વિલાસમા મગ્ન રહેનાર બધા પોતપોતાના વિષયની તૃપ્તિમા સતુષ્ટ થઈને ધન્યતા માને છે એવા પ્રયત્નમા માનવતા નષ્ટ થાય છે કે નહીં તે તરફ તેમનુ ધ્યાન જતું નથી પરતુ માનવતાની સિદ્ધિ જેઓ ઇચ્છે છે તેઓ પોતાના રોજના વહેવારમા તેની રક્ષા કરવાનો, તેને વૃદ્ધિગત કરવાનો પ્રયત્ન કરતા રહે છે તેને માટે ધન ગુમાવવાનો પ્રસગ આવે, માન, પ્રતિષ્ઠા, ઐશ્વર્ય, સત્તા છોડવાનો પ્રસગ આવે તોપણ તેની પરવા કરતા નથી બધુ ગુમાવીને તેઓ માનવતાની સફળતા

ઇચ્છે છે, અને તેને જ માટે પ્રયત્નશીલ રહે છે આ પ્રમાણે રોજના જીવનવહેવારમા જેઓ આ દૃષ્ટિ રાખે છે, તેઓ માનવતાના સાચા ઉપાસક છે માનવતાની સિદ્ધિ તેમને જ પ્રાપ્ત થાય છે.

તે પરથી એવો અર્થ કોઈ ન કરે કે જીવનમા ધન, જ્ઞાન, બળ, વિદ્યા, કળા, સામર્થ્ય, સત્તા વગેરેની કઈ કિંમત નથી તેમાની પ્રત્યેક સિદ્ધિ અથવા બીજી કોઈ વિશેષતાની જીવનમા કિંમત છે એમા શકા નથી પણ બધાની કિંમત માનવતા માટે છે તે આપણે કદી ભૂલવુ ન જોઈએ માનવતા ગુમાવીને પ્રાપ્ત કરવા લાયક કોઈ પણ સિદ્ધિ નથી એમ આપણે ખાતરીપૂર્વક સમજવુ જોઈએ આ દૃષ્ટિથી આપણે આપણા જીવન તરફ, જીવનના ક્રમ તરફ અને જીવનના વહેવાર તરફ જોઈને સાવધ રહેવુ જોઈએ પરમાત્માએ આપણને માનવજન્મ આપ્યો છે તેથી આપણે માનવધર્મથી ચાલવુ જોઈએ માનવતાની સિદ્ધિ અને સફળતાનો સકલ્પ કરવો જોઈએ તે દિશામા પ્રયત્નશીલ રહેવુ જોઈએ સાચુ પૂછીએ તો આપણે રોજ જાગ્રત રહીને જીવનનો હિસાબ જોવો જોઈએ પરતુ કોઈ કારણથી આ વાત આપણાથી ન બની શકે તો ઓછામા ઓછુ પર્વના દિવસોમા — ધાર્મિક, પવિત્ર અને આનદના દિવસોમા — આપણે આ વિષયમા અવશ્ય જાગ્રત રહેવુ જોઈએ

નિર્માણ થયેલી મોક્ષ વિષેની શ્રદ્ધાને લીધે આપણામાં રહેલી જ્ઞાનની પ્રગતિ અટકી ગઈ અને તત્ત્વજ્ઞાનવિષયક કોઈ પણ વિચારસરણીને કે ભક્તિભાવનાના આવેશને, તેમાંની તન્મયતાને મોક્ષનું સાધન યા જીવનનું સાર્થક્ય માનવા લાગ્યા ત્યાર પછી જીવનનાં અનેક ક્ષેત્રોમાં આપણે પાછળ પડ્યા એમ વિચાર કરતાં જણાય છે.

સંશોધનવૃત્તિનો નાશ થયા પછી આ વિષય કેવળ શ્રદ્ધાનો થઈ ગયો અને તેને લીધે સિદ્ધાંત તરીકે માનેલા તેમાંના તર્કની યા તદ્વિષયક વિચારસરણીની વિસંગતતા અને પરસ્પર વિરોધ આપણા લક્ષમા ન આવી શકયાં.' કદાચ લક્ષમાં આવે તોયે વિરોધ કે વિસંગતતા સાચી ન હોઈ તેમ લાગવું એ આપણા અપૂર્ણ જ્ઞાનનું લક્ષણ સમજવામાં આવતું અને પૂર્ણ જ્ઞાન થયા પછી, અનુભવાત્મક સાચું જ્ઞાન થયા પછી વિસંગતતા અને વિરોધ રહેશે નહીં એમ પોતાને સમજાવીને પૂર્વ શ્રદ્ધા કાયમ રાખવાનો આપણે પ્રયત્ન કરવા લાગ્યા. આવી આપણી ચાલુ મનઃસ્થિતિને લીધે આપણો તે બાજુનો વિકાસ બંધ પડી ગયો છે, અને કેવળ અભિમાન અને આગ્રહ માત્ર વધેલાં છે. પરંપરાથી ચાલતી આવેલી અને શ્રદ્ધાથી માનવામાં આવેલી સમજણને આપણે જ્ઞાન સમજીએ છીએ અને તેને લીધે તે વિષેનું સંશોધન કરવાનું આપણા મનમાં આવતુ નથી. જ્ઞાન એ વર્ધિષ્ણુ – વિકાસશીલ છે એ વાત ન સમજતાં તેને આપણે સીમામાં બાંધી રાખ્યું છે તેને લીધે આપણું નુકસાન થયેલું છે અને થાય છે એ આપણા લક્ષમાં આવતું નથી.

મારી પોતાની સ્થિતિ પણ એક વખતે ઉપર લખ્યા પ્રમાણે હતી અને તે પ્રમાણે મારી દૃઢ શ્રદ્ધા હતી. પરંતુ કેટલોક અભ્યાસ અને બરાબર વિચાર કરતાં મારી શ્રદ્ધામાં રહેલા દોષ મારા ધ્યાનમાં આવ્યા અને પહેલાંનું અભિમાન રહ્યું નહીં. આ વિષયમાં હું જિજ્ઞાસુ અને આસ્તિક હોવાથી જ્ઞાનાનુભવી તરીકે મનાયેલી અનેક શ્રેષ્ઠ વ્યક્તિઓ પાસેથી જ્ઞાન મેળવવાનો મેં પ્રયત્ન કર્યો છે. જિજ્ઞાસાથી અને વિનયપૂર્વક મેં આ વિષયનાં અનેક પ્રવચન સાંભળ્યાં છે.

## ૨૩

# તત્ત્વજ્ઞાનમાં સંશોધનવૃત્તિની આવશ્યકતા

ભારતવર્ષમાં ઘણા પ્રાચીનકાળથી માંડીને કેટલાક સમય સુધી તત્ત્વજ્ઞાનનો અભ્યાસ અને તે વિષેનું સંશોધન ચાલતુ આવ્યાનું જણાઈ આવે છે. આ સ્થિતિ કેવળ તત્ત્વજ્ઞાનના વિષયમાં ન હોઈ બીજા અનેક વિષયો અને શાસ્ત્રો વિષે પણ જણાઈ આવે છે. જ્ઞાનની જિજ્ઞાસા, તે સાથે સંશોધનનો સશાસ્ત્ર પ્રયત્ન અને અભ્યાસ જ્યાં સુધી સમાજમાં ચાલુ રહ્યાં ત્યાં સુધી આપણા દેશમાં પ્રત્યેક વિષયનો વિકાસ થતો રહ્યો. પણ જ્ઞાનની કોઈ પણ ભૂમિકાને યા મુકામને જ્ઞાનનો અંત સમજીને તેમાં જ આપણે કૃતકૃત્યતા માનવા લાગ્યા, સંશોધનમાંના તર્કને જ આપણે ક્યારેક પૂર્ણ જ્ઞાન સમજીને તે પર જ શ્રદ્ધા રાખવા લાગ્યા, તેમાં જ આનંદની જુદી જુદી ધારણાઓ ધરીને આનંદ વધારવા લાગ્યા, તે આનંદમાં મશગૂલ અને મસ્ત રહેવાનો પ્રયત્ન કરવા લાગ્યા, અને છેવટે તેમાં જ મોક્ષસિદ્ધિ માની લીધી ત્યારથી તે વિષયનું સંશોધન બંધ પડયુ* અને આપણા પૂર્વજો, તેમનું જ્ઞાન, તેમણે રચેલાં શાસ્ત્રો, ગ્રંથો – એ વિષેનું અભિમાન માત્ર સમાજમાં વધતું ગયું. આપણા પૂર્વજો જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચ્યા હતા, તેમણે બધી બાબતોમાં સંપૂર્ણ શોધ કરી રાખેલી છે તેથી આગળ હવે શોધને અવકાશ રહ્યો નથી એવું સમજીને આપણે તે જ પ્રકારની શ્રદ્ધા વધારતા રહ્યા. જે કુળમાં પુરુષાર્થી વ્યક્તિઓની પરંપરા બંધ પડે છે, તે કુળના વંશજો જે પ્રમાણે પૂર્વજોના ઐશ્વર્ય અને મોટાઈનું વર્ણન કરીને પોતાને શ્રેષ્ઠ માની મોટાઈ મેળવવા પ્રયત્ન કરે છે, તે પ્રમાણે આપણી જિજ્ઞાસા અને સંશોધનવૃત્તિ મંદ પડયા પછી અને તેનો નાશ થયા પછી આપણે જ્ઞાનની બાબતમાં આપણા પૂર્વજો વિષે ઉપર લખ્યા પ્રમાણે માનવા લાગ્યા. એક વાર

* આ વિષેનુ સવિસ્તર નિરૂપણ 'વિવેક અને સાધના' નામના મારા પુસ્તકના 'તત્ત્વજ્ઞાનનું સાધ્ય' એ પ્રકરણમાં કરેલું છે.

નિર્માણ થયેલી મોક્ષ વિષેની શ્રદ્ધાને લીધે આપણામાં રહેલી જ્ઞાનની પ્રગતિ અટકી ગઈ અને તત્ત્વજ્ઞાનવિષયક કોઈ પણ વિચારસરણીને કે ભક્તિભાવનાના આવેશને, તેમાંની તન્મયતાને મોક્ષનું સાધન યા જીવનનું સાર્થક્ય માનવા લાગ્યા ત્યાર પછી જીવનનાં અનેક ક્ષેત્રોમાં આપણે પાછળ પડચા એમ વિચાર કરતાં જણાય છે.

સંશોધનવૃત્તિનો નાશ 'થયા પછી આ વિષય કેવળ શ્રદ્ધાનો થઈ ગયો અને તેને લીધે સિદ્ધાંત તરીકે માનેલા તેમાંના તર્કની વા તદ્વિષયક વિચારસરણીની વિસંગતતા અને પરસ્પર વિરોધ આપણા લક્ષમાં ન આવી શકચાં.' કદાચ લક્ષમાં આવે તોયે વિરોધ કે વિસંગતતા સાચી ન હોઈ તેમ લાગવું એ આપણા અપૂર્ણ જ્ઞાનનું લક્ષણ સમજવામાં આવતુ અને પૂર્ણ જ્ઞાન થયા પછી, અનુભવાત્મક સાચું જ્ઞાન થયા પછી વિસંગતતા અને વિરોધ રહેશે નહીં એમ પોતાને સમજાવીને પૂર્વ શ્રદ્ધા કાયમ રાખવાનો આપણે પ્રયત્ન કરવા લાગ્યા. આવી આપણી ચાલુ મનઃસ્થિતિને લીધે આપણો તે બાજુનો વિકાસ બંધ પડી ગયો છે, અને કેવળ અભિમાન અને આગ્રહ માત્ર વધેલાં છે. પરંપરાથી ચાલતી આવેલી અને શ્રદ્ધાથી માનવામાં આવેલી સમજણને આપણે જ્ઞાન સમજીએ છીએ અને તેને લીધે તે વિષેનું સંશોધન કરવાનું આપણા મનમાં આવતુ નથી. જ્ઞાન એ વર્ધિષ્ણુ – વિકાસશીલ છે એ વાત ન સમજતાં તેને આપણે સીમામાં બાંધી રાખ્યુ છે તેને લીધે આપણું નુકસાન થયેલું છે અને થાય છે એ આપણા લક્ષમાં આવતું નથી.

મારી પોતાની સ્થિતિ પણ એક વખતે ઉપર લખ્યા પ્રમાણે હતી અને તે પ્રમાણે મારી દૃઢ શ્રદ્ધા હતી. પરંતુ કેટલોક અભ્યાસ અને બરાબર વિચાર કરતાં મારી શ્રદ્ધામાં રહેલા દોષ મારા ધ્યાનમાં આવ્યા અને પહેલાંનું અભિમાન રહ્યું નહીં. આ વિષયમાં હુ જિજ્ઞાસુ અને આસ્તિક હોવાથી જ્ઞાનાનુભવી તરીકે મનાયેલી અનેક શ્રેષ્ઠ વ્યક્તિઓ પાસેથી જ્ઞાન મેળવવાનો મેં પ્રયત્ન કર્યો છે. જિજ્ઞાસાથી અને વિનયપૂર્વક મેં આ વિષયનાં અનેક પ્રવચન સાંભળ્યાં છે.

'तद् विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया' એ આજ્ઞાનુસાર સદ્‌ભાવપૂર્વક સત્યની ઉપાસના કરતા કરતા મેં ઉપર લખ્યુ છે તે પ્રમાણે મારો અભિપ્રાય થયેલો છે તેમા સત્ય અને તથ્ય કેટલુ છે તેનો વિચાર વાચકોએ કરવો વાદવિવાદ કરવાની વૃત્તિ મારામા નથી તેને લીધે તેવો મારો સ્વભાવ બન્યો નથી, તોપણ મારે આ વિષયમા બોલવાના, વિનયપૂર્વક ચર્ચા કરવાના પ્રસગો ક્યારેક ક્યારેક આવે છે તેમા સત્ય શોધન એ જ મુખ્ય હેતુ હોવાથી 'હાર જીત'ની વૃત્તિ જરાયે નથી હોતી આવા પ્રસગોમાનો એક પ્રસગ મને યાદ આવે છે તે આપવાના નિમિત્તે આટલી પ્રસ્તાવના કરવી પડી

ઈ સ ૧૯૩૪ની વાત છે બિહારના ભૂકપના રાહતકાર્યમાથી પાછા ફરતા બનારસ, હરિદ્વાર વગેરે સ્થળોએ જઈ હુ મુબઈ આવ્યો હતો તે સમયે હરિદ્વારમા કેટલાક દિવસ રહ્યો હતો હરિદ્વાર, ઋષીકેશમા સાધુસન્યાસીઓની ઘણી વસ્તી છે કોઈ પણ સાધુસન્યાસી પાસે બેસીને જ્ઞાનચર્ચા કરવી એવો ત્યાનો રિવાજ છે તે સમયે અનેક સ્વામી અને સન્યાસીઓની મુલાકાત થઈ તેમા હરિદ્વારના એક ઘાટ પર એક સ્વામીની બપોરે સહેજે મુલાકાત થઈ થોડીક વાતચીત થતા મેં તેમને જ્ઞાન વિષે કઈક કહેવાની વિનતી કરી સ્વામીએ તે માન્ય રાખી અને ત્રણ ચાર વાગતા મને પોતાની કુટી પર આવવા કહ્યુ તેમણે પોતાનુ નામ 'શ્રી સ્વામી અમૃતાનદ સરસ્વતી જોગીરાજ' કહ્યુ ત્યા સ્વામી સન્યાસીઓની ઘણી વસ્તી હોવાથી તેમનુ ઠેકાણુ મને સુગમતાથી મળે તે માટે તેમણે પોતાનુ પૂરુ નામ કહ્યુ હોવુ જોઈએ એમ હુ સમજ્યો તેમના કહેવા પ્રમાણે હુ બરાબર વખતસર તેમના સ્થાને ગયો સ્વામી મૂળ બગાળના રહેવાસી હતા શરીર ભવ્ય અને વય ૭૦–૭૫ વર્ષની ત્યા જતા એક વાત મારા અનુભવમા આવી તે પરથી તેમનામા દયા, પ્રેમ અને દ્રવ્ય વિષે નિસ્પૃહતા હોવાનું જણાઈ આવ્યુ વિસ્તારભયને લીધે તે વાત અહીં ન આપતા તેમનો મારી સાથે થયેલો સવાદ મોટે ભાગે અક્ષરશ આપુ છુ મેં તે સમયે તેને લખી રાખ્યો હતો તેથી અત્યારે હુ તે આપી શકુ છુ સવાદ હિંદીમાં થયો હતો

સંવાદ

સ્વામી તમે ક્યા રહો છો? શો ઉદ્યોગધધો કરો છો?

હુ હુ મુબઈમા રહુ છુ કઈક શીખવવા વગેરેનુ કામ કરુ છુ

સ્વામી પગાર કેટલો મળે છે?

હુ પગાર મળતો નથી

સ્વામી પછી પગાર સિવાય તમારુ કેમ ચાલે છે?

હુ હુ જેમનુ કામ કરુ છુ તે મારુ ખર્ચ ચલાવે છે

સ્વામી તો તમારી ઘણી ગરીબી હોવી જોઈએ?

હુ હા, સાધારણ ગરીબી તો ખરી પણ સ્વામીજી, આ વાત જવા દઈએ કઈક જ્ઞાનની વાત આપ કહો તો તે સાભળવાની મારી ઇચ્છા છે

સ્વામી ભલે તમારી આ ઇચ્છા સાભળીને આનદ થાય છે તમે સારી ઇચ્છા રાખેલી છે જ્ઞાન કરતા શ્રેષ્ઠ આ જગતમા બીજુ કશુ નથી માણસ જ્ઞાનથી તરી જાય છે અને તે ન હોય તો દુ ખ ભોગવે છે બધા જ્ઞાનમા બ્રહ્મજ્ઞાન શ્રેષ્ઠ છે તે પ્રાપ્ત કર્યાથી મનુષ્ય જન્મ મરણમાથી છૂટી જાય છે મનુષ્યજન્મનો હેતુ મોક્ષ પ્રાપ્ત કરી લેવો એ જ છે અને જ્ઞાન સિવાય તે પ્રાપ્ત થતો નથી આપણા ધાર્મિક અને આધ્યાત્મિક ગ્રથોમા જ્ઞાનનુ ઘણુ મહત્ત્વ પ્રતિપાદન કરેલુ છે, તેનુ કારણ આ જ છે 'न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते'— એમ ગીતામા ભગવાને કહેલુ છે પરતુ જીવ આ જ્ઞાન તરફ ન વળતા પ્રત્યેક ભવમા વિષય તરફ લાગી જન્મમરણની અવસ્થાઓ ભોગવતો લખચોરાશી યોનિ ભટકતો રહે છે 'पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम्' આ ફેરામા તે પડે છે જ્ઞાન સિવાય આ ફેરો ટળવો શક્ય નથી તેથી માણસને જ્ઞાનની એટલે બ્રહ્મજ્ઞાનની ઘણી જરૂર છે બ્રહ્મ કેવુ છે, તે શુ છે, એ જાણવુ એનુ જ નામ બ્રહ્મજ્ઞાન તેનો સાક્ષાત્કાર કરી લેવો એટલે તેને જાણવો તેવો સાક્ષાત્કાર થયા વગર જ્ઞાનાવસ્થા પ્રાપ્ત થતી નથી સાક્ષાત્કારથી, આપણે પોતે જ બ્રહ્મરૂપ થયાથી, મોક્ષની પ્રાપ્તિ થાય છે

બ્રહ્મ એ પોતે નિર્ગુણ, નિરંજન છે. તેનામાં ઇચ્છાઓ, વાસનાઓનો મળ નથી તેથી તેને નિર્વિષય કહે છે. તે કેવળ છે. તેના જેવું અને તે સિવાય બીજું કાંઈ ન હોવાથી તે 'एकमेवाद्वितीयम्' છે. તેને ઉપમા આપવા જેવું બીજું કાંઈ નથી તેથી તેને નિરુપમેય કહે છે. તે નિરુપાધિક, અચલ અને શાશ્વત છે. તે નિર્વિકલ્પ છે. ઇંદ્રિયો દ્વારા તે પ્રાપ્ત થતુ નથી તે અનિર્વાચ્ય છે. 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह' એવું તેને વિષે કહેલુ છે. આવા બ્રહ્મનું જ્ઞાન – તેનો સાક્ષાત્કાર થયા વગર જન્મ સાર્થક થતો નથી.

મૂળ નિર્વિકલ્પ બ્રહ્મમાં 'एकोऽहं बहु स्याम् प्रजायेय।' એવી ઇચ્છા – મૂળ સ્ફુરણ ઊઠતાં જ ચરાચર બ્રહ્માંડનો પસારો નિર્માણ થયો. આ પસારામાં – માયામોહમાં આપણે ફસાવુ ન જોઈએ. તે માટે આપણે સદૈવ બ્રહ્મચિંતન રાખવું જોઈએ. તે માયામાથી છૂટવા માટે આપણે પૂર્ણ બ્રહ્માવતાર શ્રીકૃષ્ણ પરમાત્માને અનન્ય શરણ જવું જોઈએ. રાતદિવસ આપણને તેનો જ ધ્યાસ લાગવો જોઈએ. તેના દર્શન માટે આપણે વ્યાકુળ થવુ જોઈએ તેનું દર્શન થાય, આપણા પર તેની કૃપા થાય એટલે આપણા બધા ભવબંધ તૂટી જશે. પછી આપણને કશાનોયે ભય રહેશે નહીં. તેનું દર્શન, તેનું જ્ઞાન થાય માટે આપણે નિરિચ્છ, નિર્વિષય થવુ જોઈએ. બધી ઇંદ્રિયોનો સંયમ કરીને બ્રહ્મચર્યાદિ વ્રતો અખંડ પાળવાં જોઈએ. કોઈ પણ ભૌતિક સુખમાં ન પડતાં વૈરાગ્યનિષ્ઠ મનથી આપણે બ્રહ્મની અથવા સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માની આરાધના કરવી જોઈએ. આવી રીતે એકનિષ્ઠાથી આરાધના કર્યાથી બ્રહ્મસાક્ષાત્કાર યા પરમાત્માનું દર્શન થયા વગર રહેશે નહીં. આ માટે જ મનુષ્યજન્મ છે. તે હેતુ સિદ્ધ કરવામાં જ જન્મનું સાર્થક છે. ઠીક, મારું કહેવું સમજ્યા ને?

હું: કંઈક સમજ્યો, કંઈક નથી સમજ્યો.

સ્વામી: કહો, શું નથી સમજાયું? બધી વાત સ્પષ્ટ છે. ન સમજાય એવું આમાં કંઈ જ કારણ નથી.

હું: બ્રહ્મ નિર્ગુણ, નિરાકાર, નિરિચ્છ છે એવું આપે તેનું વર્ણન કર્યું તો એવા બ્રહ્મને 'एकोऽहं बहु स्याम्' એવી ઇચ્છા શા કારણે થાય?

અને જેની ઇચ્છામાથી આટલો બ્રહ્માડપસારો નિર્માણ થયો એમ આપ કહો છો, તેનામા આટલી મોટી ઇચ્છા હોવા છતા આપ તેને નિરિચ્છ કેમ કહો છો? અને બ્રહ્મ સિવાય બીજુ કાઈ નથી એ જો ખરુ માનીએ, તો આપણે બધા તેમાથી જ નિર્માણ થયા છીએ તો પછી તેના અશ આપણે છીએ એમ કહેવુ જોઈએ અને આપણા બધામા તો ઇચ્છા, વાસના, માયામમતા ભરેલી છે એ આપણે જાણીએ છીએ બ્રહ્મ જો નિરિચ્છ છે તો આપણામા આ દોષો ક્યાથી આવ્યા? ત્યારે અશમા રહેતા દોષો મૂળમા મોટા પ્રમાણમા હોવા જોઈએ અથવા કાર્યમા જણાતા દોષો કારણમા પણ સુપ્તપણે હોવા જ જોઈએ એમ લાગે છે પછી બ્રહ્મ નિર્ગુણ, નિરિચ્છ, નિર્વિક પ કેમ એ સમજાયુ નહીં

સ્વામી સ્વત બ્રહ્મ તો મેં કહ્યુ તેમ જ છે પનતુ આ બધા દૃશ્યાભાસનુ કારણ માયા છે, માટે આ બધો તે માયાનો પ્રભાવ છે

દ પરતુ એકમાત્ર બ્રહ્મ સિવાય બીજુ કઈ જ ન હોવા છતા તે બ્રહ્મ પર, અથવા તેના જ અશ એવા આપણા પર, વિરુદ્ધ પ્રભાવ પાડનારી આ માયા આવી ક્યાથી? આ બ્રહ્મમાથી જ નિર્માણ થઈ એમ કહીએ, તો બ્રહ્મ આપ કહો છો તેવુ ન હોવુ જોઈએ અને તે જુદી જ છે એમ કહીએ, તો તેની ઇચ્છા વિરુદ્ધ તેના પર પ્રભાવ પાડનારી આ બીજી મહાન શક્તિ વિશ્વમા છે એમ કહેવુ પડે છે એટલે બ્રહ્મ સિવાય બીજુ કઈ જ નથી એમ કહેવામા બાધ આવે છે ઠીક, બ્રહ્મમા જ આ બધો પ્રકાર રહેતો હો તો તેના ચિંતનથી આપણે બ્રહ્મરૂપ થઈએ, એટલે એ બધો પ્રકાર આપણામા જ નહીં રહે શુ? પછી આવા બ્રહ્મ સાથે તદ્રૂપ થવાથી, તેને જાણવાથી, તેનો સાક્ષાત્કાર કરી લઈ આપણે પોતે તે જ થવાથી આપણા જન્મમરણ કેવી રીતે ટળશે એ સમજાતુ નથી વળી, જેને આપ પૂર્ણ બ્રહ્માવતાર શ્રીકૃષ્ણ પરમાત્મા કહો છો તેમનો સ્ત્રીપુત્રપરિવાર કેટલો મોટો હતો તે આપણે બધા જાણીએ છીએ આટલો મોટો પરિવાર વધારીનેય તેમને નિરિચ્છ કહેવા શુ?

સ્વામી તેમનો પરિવાર મોટો હોવા છતાય તેઓ બધુ કરીને અકર્તા હતા તે બધામાથી અલિપ્ત હતા

કુ તેઓ અકર્તા અને અલિપ્ત હોય તોયે અલિપ્તનેય સ્ત્રીની આવશ્યકતા જણાય છે, અને નિરિચ્છને પણ સતતિ હોય છે, એવો પણ અર્થ એમાથી સ્પષ્ટપણે નીકળે છે ને ?

સ્વામી તેમનુ અકર્તાપણુ અને અલિપ્તપણુ ઓળખ્યા વગર તેમનો મહિમા આપણે જાણી શકીશુ નહી

કુ તેમનું અકર્તાપણું અને અલિપ્તપણું જાણવાની કઈ જુદી દૃષ્ટિ કે જુદુ જ્ઞાન છે, કે શ્રીકૃષ્ણ પરમાત્મા સાક્ષાત્ પૂર્ણાવતાર હતા ત્યારે તેમની બધી ક્રિયાઓ, તેમના બધાં કર્મો, તેમનુ બધુ આચરણ અલિપ્તપણે થતુ હતુ એમ માનીને ચાલવાનુ ? કોઈનુયે મન, તેની સ્થિતિ, તેના આચરણ પરથી ઓળખવા એ બરાબર છે, કે તેનુ મન અમુક પ્રકારનુ છે, અલિપ્ત છે એમ પહેલેથી ઠરાવીને એટલે માનીને તેનાથી થતા કર્મો વિષેની આપણી શ્રદ્ધા પ્રમાણે અભિપ્રાય બાધવો એ બરાબર છે ? પ્રથમ કઈ ઠરાવવાને કે માનવાને વિવેક, વિચાર અને અનુભવનો આધાર હોવો જોઈએ કે નહીં ? અથવા પરપરાથી ચાલતી આવેલી એકાદી માન્યતાને સ્વીકારવી અને તે માન્યતાને ભોળી ભાવનાથી દૃઢ કરીને તેને જ સત્ય સિદ્ધાન્ત સમજવો — એને જ કોઈનુયે અકર્તાપણુ અને અલિપ્તપણુ ઓળખવુ એમ કહેવુ શુ ? અને એને જ જ્ઞાનદૃષ્ટિ કહેવી કે ? અને આમા ધ્યાનમા લેવા જેવી વળી એક વાત એ કે, અલિપ્તને — નિરિચ્છને જે બાબતો સિવાય ચાલતુ નથી તે સર્વસાધારણ લોકોને જરૂરી લાગે, તે વગર તેમનું ન ચાલે, તો તેમા તેમનો દોષ કેમ માનવો ? લિપ્તપણે કહો કે અલિપ્તપણે કહો, પરતુ જે બાબતો બ્રહ્મમા અને પરમાત્મામા ભરેલી છે તે આપણામા — મનુષ્યમા ન હોવી જોઈએ એવો આગ્રહ કેમ હોય ? મૂળ બ્રહ્મમા બ્રહ્માડ જેટલી ઇચ્છા હોય તોયે ચાલે છે, 'एकोऽहं बहु स्याम्' એમ તેને લાગતા તેમાથી આટલો મોટો પસારો થાય તોયે ચાલે છે, શ્રીકૃષ્ણ પરમાત્માનો સ્ત્રી પુત્રોનો કેટલોય પરિવાર હોય તોયે હરકત નહીં, પરતુ આપણામા — મનુષ્યમા કેવળ અણુમાત્ર પણ કોઈ પણ ઇચ્છા ન હોવી જોઈએ આપણે બધા સયમનુ પાલન કરી બ્રહ્મચર્યાદિ વ્રતો અખડ પાળીએ તો જ બ્રહ્મનુ કે તેના અવતાર શ્રીકૃષ્ણ પરમાત્માનું આપણને જ્ઞાન, દર્શન,

સાક્ષાત્કાર થવાની આશા અને સભવ! તેમને ગમે તેટલી સતતિ હોય તોયે તેમનુ અલિપ્તપણુ બગડતું નથી, અને આપણે પોતાની સ્વાભાવિક ઇચ્છા પ્રમાણે ન વર્તતા કઠણ વ્રતો પાળતા રહીએ અને તેમા જરા પણ ભૂલ થાય એટલે આપણને દર્શનની, જ્ઞાનની અને સાક્ષાત્કારની આશા નહીં! આપણે જીવનભર નિરિચ્છ અને નિર્વિષય રહેવુ જોઈએ આ બધો જહાગીરી ન્યાય જેવો પ્રકાર લાગે છે

સ્વામી જહાગીરી ન્યાય એટલે શુ?

હુ જહાગીર બાદશાહ ઘણો દારૂ પીતો હતો, પરતુ બીજુ કોઈ તેની આગળ દારૂનુ નામ લે તો તેને ખપતુ નહીં, તેનાથી સહન થતુ નહીં, અને દારૂ પીધેલાની તે મુલાકાત લેતો નહીં મુલાકાત લેવાની તેણે મનાઈ કરેલી હતી એમ ઇતિહાસમા કહેલુ છે પોતે મનસ્વી રીતે દારૂ પીવાનુ વ્યસન ચાલુ રાખીને બીજાઓને માટે તેણે દારૂનો પ્રતિબધ કર્યો હતો બ્રહ્મ અને શ્રીકૃષ્ણ પરમાત્માનો ન્યાય તેવો જ નથી શુ? અને આપણે થોડો વિચાર કરીને જોવુ જોઈએ કે, જેને આપણે અલિપ્તતા કહીએ છીએ, તે અલિપ્ત સ્થિતિમા બીજાઓ માટે ત્યાજ્ય અને નિષિદ્ધ ગણાયેલી બાબતો અલિપ્ત તરફથી થઈ શકે શુ? તે થઈ શકતી હોય તો તે થવાનુ કારણ શુ? તે બાબતો તેની ઇચ્છાથી થાય છે કે પરાધીનતાથી બને છે? ઇચ્છાથી થાય છે એમ માનીએ, તો નિષિદ્ધ આચરણ પોતે કરવાનુ કારણ શુ? અને પરાધીનતાથી થાય છે એમ કહીએ, તો તેના પર સત્તા ચલાવનારી બીજી શક્તિ માનવી પડે છે પછી એવી સ્થિતિમા પરાધીનને શરણ જવામા અને તેના દર્શનની ઉત્કટ ઇચ્છા કરવામા જીવનની દૃષ્ટિથી લાભ શો?

શકાનુ સ્પષ્ટીકરણ કરવા માટે વળી થોડુ બોલવાનુ મન થાય છે વ્યસનાધીન માણસ દારૂ પીએ છે વ્યસનાધીનતાને લીધે પોતાની અનિષ્ટ ઇચ્છાઓને આવરી શકતો નથી—ટાળી શકતો નથી એ આપણે સમજીએ છીએ પરતુ જે દારૂને નિષિદ્ધ માને છે, તે તે પ્રમાણે બીજાઓને કહે છે દારૂ પીનારા પર હુ સતુષ્ટ થતો નથી, પણ તેને નિષિદ્ધ માનીને ન પીનારા પર હુ સતુષ્ટ થાઉં છુ, પ્રસન્ન થાઉં છુ એમ જે કહે છે તેને અલિપ્તપણે મરજી મુજબ દારૂ પીવો એમ લાગશે શુ? અને

પીવો એમ તેને લાગે અને તે પીતો હોય, તો વ્યસનાધીન માણસમાં અને તેનામા ફરક શો રહ્યો? અને કઈ જ ફરક ન હોય, તો તે વ્યસનાધીન જ દોષપાત્ર છે એમ કેમ કહી શકાય? આ ન્યાયે જોતાં, બ્રહ્મ અને શ્રીકૃષ્ણ પરમાત્મા નિર્વિષય અને અલિપ્ત કેવી રીતે? અને આપણે સૌ જીવ, સવિષય અને લિપ્ત એટલે દોષી કેવી રીતે? મને કઈક સમજાયુ અને કઈક ન સમજાયુ એમ મેં જે કહ્યુ, તે આ પ્રમાણે આપ આ પર વિચાર કરીને સમજાવશો.

સ્વામી: તમે મને પહેલા જ્ઞાનની વાત કહો એમ કહ્યુ તે ખરેખર પોતાને જ્ઞાન થાય એવી જિજ્ઞાસાબુદ્ધિથી કહ્યુ નથી, એવુ તમારા એકંદર બોલવા પરથી દેખાય છે.

હુ: તેમ જ કેવળ નથી. કારણ કે આપ કહો છો અને જેનું મહત્ત્વ જણાવો છો, તેવુ જ્ઞાન મને થયુ નથી અને આપના બોલવા પર જે શકાઓ ઊઠે છે તેમનુ પણ નિરાકરણ થયું નથી. પરતુ આપને લાગે છે તે પ્રમાણે જિજ્ઞાસાબુદ્ધિથી મેં વિનતી ન કરી હોય તોયે આપના બોલવા પર જે શકાઓ મને થયાનુ મેં કહ્યુ તેનું સમાધાન થઈ શકે એ રીતે આપ આપનુ કહેવુ વધારે સ્પષ્ટપણે મને કહી શકશો કે?

સ્વામી: તમારું સમાધાન શેનાથી થશે તે હું જાણતો નથી. પરતુ મારા બોલવા પરથી તમને ઊઠેલી શંકાઓનુ નિરસન હું તો કરી શકીશ નહીં. તમે કહ્યુ છે તેના પર મારી પાસે ઉત્તર નથી

હું: પણ મારી શંકાઓ ખોટી છે અથવા મારી ચિકિત્સાપદ્ધતિ ખોટી છે એમ આપને લાગે છે શુ?

સ્વામી: તેમ મને જરાયે લાગતુ નથી.

હું: ઠીક છે. હુ આપની રજા લઉં છુ. આપે મારે માટે બોલવાનો પરિશ્રમ લીધો અને આપનો થોડો સમય મારે માટે આપ્યો, તે માટે હુ આપનો ઘણો આભારી છું. આપ જેવા મોટા પુરુષ સાથે બોલવામાં અને વિચારવામાં મારાથી મારી ઇચ્છા વિરુદ્ધ યા અજાણપણે કઈ અવિનય થયો હોય, તો આપ મને તે માટે ક્ષમા કરશો એ જ પ્રાર્થના.

સ્વામી : જરા બેસો. તમને થોડુક કહેવું એમ મને લાગે છે. તમારા બોલવા પરથી તમે ઘણા ચિકિત્સક અને તાર્કિક છો એમ મને લાગે છે. આવી તાર્કિકતાને લીધે હૃદયમા ભક્તિ અને બીજી સદ્‌ભાવનાઓને પણ અવકાશ મળતો નથી તાર્કિકપણાના જોશમાં મનની કોમળતા, ભાવુકતા અને પ્રેમળતા દિવસે દિવસે નાશ પામે છે, અને તેથી હૃદયમા રૂક્ષતા વધતી જવાનો ઘણો સભવ છે એમ મને લાગે છે. પોતાના કલ્યાણની દૃષ્ટિએ ભક્તિ, બીજી સદ્‌ભાવનાઓ અને મનની કોમળતાની આપણને જરૂર નથી શુ?

હુ : કલ્યાણની દૃષ્ટિથી આપ કહો છો તે પ્રમાણે આ બધાની અત્યત જરૂર છે, એમા શકા નથી મારી શકાઓ અને બોલવા પરથી હું આપને ઘણો તાર્કિક અને ચિકિત્સક માત્ર લાગ્યો હોઉં તેમા આશ્ચર્ય નથી. હુ પોતે સૂક્ષ્મ, વિચારી અને વિવેકી થવાનો પ્રયત્ન કરુ છુ અને વિવેકી થવુ એટલે ભાવનારહિત થવુ એમ હુ સમજતો નથી બધા માનવી ગુણોનો ઉત્કર્ષ કરીને તેમનો યથાસમય યથાયોગ્ય ઉપયોગ કરવાનુ સાધ્ય કરવુ એ માનવી જીવનની અત્યત મહત્ત્વની સિદ્ધિ છે એમ મને લાગે છે; અને તે સિદ્ધિ સાધ્ય કરવી એનો આધાર ઘણે અશે આપણી શુદ્ધ વિવેકશક્તિ પર છે. જ્ઞાન, ભક્તિ, બીજી સદ્‌ભાવનાઓ, સદ્‌ગુણો, મનની કોમળતા એ બધાનો જીવનમા યોગ્ય ઉપયોગ કરવા માટે જોઈતા વિવેક માણસમાં પ્રધાનપણે ન હોય તો તે પોતાની પૂર્ણતા સાધી શકશે નહીં એવી મારી સમજણ છે. ભક્તિ અને બીજી ભાવનાઓનુ મારા હૃદયમા કેટલુ મોટુ સ્થાન છે તે મારા આ થોડાક પરિચયથી આપ કેવી રીતે જાણી શકવાના? તથાપિ આપે આ વિષે મને પ્રેમપૂર્વક આપેલી સૂચના મેં આદરપૂર્વક માન્ય કરેલી છે, અને તેનુ હું કદી પણ વિસ્મરણ થવા દઈશ નહીં ફરીથી આપનો આભાર માનીને અને ક્ષમા માગીને આપની રજા ઇચ્છુ છુ. નમસ્કાર

* * *

આ પ્રમાણે સવાદ થયો. છેવટે સ્વામીએ જે કહ્યુ તે પરથી વાદમાં મેં તેમને હરાવ્યા એવુ હું સમજ્યો નહીં અને આજે પણ સમજતો નથી મને આ વિષયમાં દિગ્વિજયની ઇચ્છા ન હોવાથી મને

આપણને ન સૂઝે ત્યાં સુધી તે પ્રથમના તર્કને જ આપણે દઢપણે વળગી રહીએ છીએ અને તેને જ જ્ઞાન સમજીએ છીએ. તેમ આપણે ન'સમજવું જોઈએ. તર્કને જ જ્ઞાન સમજ્યા પછી તેમાંની વિસંગતતા –પરસ્પર વિરોધ આપણા લક્ષમાં આવતો નથી. તર્કને જ્ઞાન સમજીને તેને જે પ્રમાણમાં દઢ કર્યો હશે તે પ્રમાણમાં આપણી સત્યશોધનની ગતિ મંદ પડે છે. તે ગતિ મંદ ન પડે એટલા માટે આપણે તર્કને જ જ્ઞાન ન સમજવું જોઈએ. આપણે જ્ઞાનની મર્યાદા બાંધવી ન જોઈએ. કેવળ પારંપરિક ચાલતી આવેલી માન્યતા પર શ્રદ્ધા રાખવી ન જોઈએ. તે વિષે અભિમાની અને આગ્રહી રહેવું ન જોઈએ. નિષ્પક્ષપાત રહી વિનમ્રપણે નિરહંકારપણે સત્યની ઉપાસના અખંડ ચલાવવી જોઈએ. અનાદિ કાળથી માનવજાતિના શ્રેષ્ઠ પુરુષો પૂર્વે જ્ઞાનમાં ઉમેરો કરતા આવ્યા છે. આપણે પણ તે જ માર્ગે ચાલતા રહેવું જોઈએ. એમાં જ ખરો પુરુષાર્થ અને શ્રેય છે.

## ૨૪

## સૌના કલ્યાણમાં આપણું કલ્યાણ

માનવી આજે એકાકી અવસ્થામાં રહેનારું પ્રાણી ન હોઈ સમુદાય અને એકમેકની સહાયથી જીવન ચલાવનારું પ્રાણી બનેલો છે. તેથી તેણે પોતાના એકલાનાં સુખદુઃખ અને કલ્યાણનો વિચાર ન કરતાં બધાનાં સુખદુઃખ અને કલ્યાણનો વિચાર કરવો જોઈએ. પોતાની જીવનપદ્ધતિ અને વર્તન તેણે તે પ્રમાણે ઠરાવવાં જોઈએ. તે જ માનવીનો ધર્મ છે, અને તેમાં જ મનુષ્યતા છે કેવળ પોતાનાં દુઃખનો નાશ કરવાની અને સુખપ્રાપ્તિની વૃત્તિ મનુષ્યની જેમ બીજાં પ્રાણીઓમાં પણ છે જીવન-રક્ષણની અને વંશવૃદ્ધિની પ્રેરણા પણ તેમનામાં છે અને કેવળ પોતાની નસર્ગિક બુદ્ધિથી પોતાની ઇચ્છા અને પ્રેરણાઓ અનુસાર તેઓ વર્તે છે. પરંતુ માનવી હજારો વર્ષથી કેવળ નૈસર્ગિક બુદ્ધિ કે પ્રેરણા પ્રમાણે વર્તનારો રહ્યો નથી, પણ પોતાની વિકાસ પામતી બુદ્ધિથી કુદરતની પ્રતિકૂળતાને લીધે થનારાં દુઃખોને ટાળવાના અને તેની અનુકૂળતા

તેમ કદીયે લાગ્યુ નથી મારી દૃષ્ટિ કેવળ સત્યાન્વેષણની હોય છે વિનય, નમ્રતા, સભ્યતા ન છોડતા અહકારમા ન પડતા આપણે સત્યાન્વેષણ કરવુ જોઈએ એમ માત્ર લાગે છે અમારી વચ્ચે સવાદ થયો, વાદ થયો નહીં અને જે ચર્ચા થઈ, તેમા ઘણી ગૂઢતા, પાડિત્ય કે ઘણી સૂક્ષ્મ બુદ્ધિનુ પ્રદર્શન એવુ પણ બને બાજુએ નહોતુ અને સ્વામી મારી શકાઓ પર કઈ ઉત્તર આપી શકચા નહીં તે પરથી હુ ચર્ચા કુશળ પણ ઠરતો નથી સ્વામી ઘણા ગભીર સ્વભાવના હતા તેઓ બીજા વાદ કરનારાની જેમ ક્રોધે ભરાયા નહીં અથવા તેઓ મને નાસ્તિક સમજ્યા નહીં મને તાર્કિક અને ચિકિત્સક માત્ર સમજ્યા અને મારા પર ક્રોધ ન કરતા મને તેમણે પ્રેમથી રજા આપી તાર્કિક મનમા ભક્તિનો ઉદય અને ઉત્કર્ષ થઈ શકતો નથી એમ લાગતુ હોવાથી તેમણે મને તે પ્રકારની પ્રેમપૂર્વક સૂચના કરી તેમા મને અયોગ્ય એવુ કશુ જ ન લાગ્યુ તેમના બોલવા પરથી અને તેમના શાત સ્વભાવ પરથી મારા મનમા તેમને વિષે આદર ઉત્પન્ન થયો અનુભવના શબ્દ કોઈ મને કહે અને હુ તે સાભળુ એમ મને લાગતું હતુ કોઈ કઈ કહે તે પછી જે ગળે ન ઊતર્યું હોય, જે બરાબર ન સમજાયુ હોય તે પર પેદા થતી શકાઓ વિચારવી અથવા વધારે સ્પષ્ટીકરણ કરવા વિષે નમ્રપણે વિનતી કરવી એવો મારો ક્રમ હતો જે શકાઓ મેં સ્વામીને વિચારી અને જે પ્રશ્નો પૂછ્યા તે શકાઓનુ નિરસન થાય એવુ નહોતુ અને પ્રશ્નો છૂટે એવુ નહોતુ એ હુ જાણતો હતો, તોપણ આ બાબતમા સ્વામીએ પોતાની બુદ્ધિ અને મનનુ સમાધાન કેવી રીતે કર્યુ હતુ તે સમજાય એવી ઇચ્છા તેમના બોલવા પર મેં પૂછેલા પ્રશ્નો અને શકાઓના મૂળમા હતી

મારે મુખ્ય વાત જે કહેવાની છે તે એ કે, તત્ત્વજ્ઞાનની જુદી જુદી પ્રણાલીઓ છે તેમા સત્યાન્વેષણની દૃષ્ટિથી હજુયે સશોધન થતું રહેવુ જોઈએ ગૂઢ બાબતોને ઉકેલવામા આપણે તર્ક કરવો પડે છે તર્ક વગર કોઈ પણ ગૂઢ બાબતમા બુદ્ધિનો પ્રવેશ થતો નથી પરતુ કોઈ પણ સૂક્ષ્મ વિચાર કે તર્કને આપણે અનુભવ કે અનુભવાત્મક જ્ઞાન ન સમજવુ જોઈએ કોઈ પણ તર્કના કરતા વધારે સૂક્ષ્મ તર્ક

આપણને ન સૂઝે ત્યાં સુધી તે પ્રથમના તર્કને જ આપણે દૃઢપણે વળગી રહીએ છીએ અને તેને જ જ્ઞાન સમજીએ છીએ. તેમ આપણે ન સમજવું જોઈએ. તર્કને જ જ્ઞાન સમજ્યા પછી તેમાંની વિસંગતતા –પરસ્પર વિરોધ આપણા લક્ષમાં આવતો નથી તર્કને જ્ઞાન સમજીને તેને જે પ્રમાણમાં દૃઢ કર્યો હશે તે પ્રમાણમાં આપણી સત્યશોધનની ગતિ મંદ પડે છે. તે ગતિ મદ ન પડે એટલા માટે આપણે તર્કને જ જ્ઞાન ન સમજવું જોઈએ આપણે જ્ઞાનની મર્યાદા બાંધવી ન જોઈએ. કેવળ પારંપરિક ચાલતી આવેલી માન્યતા પર શ્રદ્ધા રાખવી ન જોઈએ. તે વિષે અભિમાની અને આગ્રહી રહેવું ન જોઈએ. નિષ્પક્ષપાત રહી વિનમ્રપણે નિરહંકારપણે સત્યની ઉપાસના અખંડ ચલાવવી જોઈએ. અનાદિ કાળથી માનવજાતિના શ્રેષ્ઠ પુરુષો પૂર્વ જ્ઞાનમાં ઉમેરો કરતા આવ્યા છે આપણે પણ તે જ માર્ગે ચાલતા રહેવું જોઈએ. એમાં જ ખરો પુરુષાર્થ અને શ્રેય છે.

## ૨૪

## સૌના કલ્યાણમાં આપણું કલ્યાણ

માનવી આજે એકાકી અવસ્થામાં રહેનારું પ્રાણી ન હોઈ સમુદાય અને એકમેકની સહાયથી જીવન ચલાવનારું પ્રાણી બનેલો છે. તેથી તેણે પોતાના એકલાનાં સુખદુઃખ અને કલ્યાણનો વિચાર ન કરતાં બધાનાં સુખદુઃખ અને કલ્યાણનો વિચાર કરવો જોઈએ. પોતાની જીવનપદ્ધતિ અને વર્તન તેણે તે પ્રમાણે ઠરાવવાં જોઈએ. તે જ માનવીનો ધર્મ છે, અને તેમાં જ મનુષ્યતા છે કેવળ પોતાનાં દુઃખનો નાશ કરવાની અને સુખપ્રાપ્તિની વૃત્તિ મનુષ્યની જેમ બીજાં પ્રાણીઓમાં પણ છે. જીવન-રક્ષણની અને વંશવૃદ્ધિની પ્રેરણા પણ તેમનામાં છે અને કેવળ પોતાની નસર્ગિક બુદ્ધિથી પોતાની ઇચ્છા અને પ્રેરણાઓ અનુસાર તેઓ વર્તે છે. પરંતુ માનવી હજારો વર્ષથી કેવળ નૈસર્ગિક બુદ્ધિ કે પ્રેરણા પ્રમાણે વર્તનારો રહ્યો નથી, પણ પોતાની વિકાસ પામતી બુદ્ધિથી કુદરતની પ્રતિકૂળતાને લીધે થનારા દુ:ખોને ટાળવાના અને તેની અનુકૂળતા

સાધીને સુખપ્રાપ્તિના પ્રયત્નમા તે છે આ પ્રયત્નમા જ તેની બુદ્ધિનો વિકાસ થતો આવ્યો છે તેની માનસિક ભાવનાઓની વૃદ્ધિ પણ આ પ્રયત્નમાથી જ થતી આવી છે બીજા પ્રાણીઓની જેમ માનવી પણ એક કાળે એકલુ રહેનારુ પ્રાણી હતો, પરતુ તે જ કાળે ક્યારેક તેનામા વાત્સલ્યની વૃદ્ધિ થઈ હોવાથી અને તે સાથે એકાકીપણા કરતા સામુદાયિક રહેણીના સામર્થ્ય અને નિર્ભયતા વગેરેના વિશેષ અનુભવ પરથી તે સગઠન કરીને રહેવા લાગ્યો, વાત્સલ્યની સાથે માતૃપિતૃભાવ અને બધુભગિનીભાવ તેનામા નિર્માણ થઈ કૌટુબિક રચના અને સસ્થા પેદા થયેલી છે એવા અનેક કુટુબોના અરસપરસના પડોશ, નિકટ સહવાસ અને સહકારમાથી મૈત્રીભાવ જાગ્રત થયો અને તેમાથી જાતિ સંસ્થા અને આગળ ગામ, પ્રાત, દેશ, રાષ્ટ્ર, ખડ અને છેવટે અખિલ માનવજાતિ એવી એક કરતા એક વધારે વ્યાપક અને એકત્વની કલ્પના માનવીમા કાલક્રમે અને પરિસ્થિતિને લીધે પેદા થતા થતા તેના સામાજિક વિચારોની વૃદ્ધિ થતી આવી છે માનવજાતિમા પેદા થયેલી આ એકત્વની કલ્પના પૂર્ણપણે સિદ્ધ થાય એનો આધાર માણસ માણસ વચ્ચેના પ્રેમ, ઉદારતા, વિશ્વાસ, કેવળ વ્યક્તિગત સ્વાર્થ અને સુખ વિષે અનિચ્છા અને વ્યાપકપણાનો આનંદ એ સદ્ગુણો પર છે આ અને આ પ્રકારના બીજા સદ્ગુણો જે પ્રમાણમા આપણામા આવશે, તે પ્રમાણમાં આ માર્ગમાની સિદ્ધિ આપણે પ્રાપ્ત કરીશુ આ માર્ગ પર ચાલવા માટે યોગ્ય આચારવિચાર, ચારિત્ર્ય, શીલ અને હૃદયશુદ્ધિ, એકદરે આપણી શારીરિક, બૌદ્ધિક અને માનસિક પાત્રતાની આપણને અત્યત આવશ્યકતા છે એવી આપણી દૃઢ શ્રદ્ધા હોવી જોઈએ આ પાત્રતા એ જ આપણી ખરી માનવી સસ્કૃતિ તે સસ્કૃતિની વૃદ્ધિ કરનારો ધર્મ એ જ ખરો માનવધર્મ અને એ જ આપણી ખરી સપત્તિ

આ સિદ્ધિ આપણા બધાના પરસ્પર કલ્યાણની ઇચ્છાથી અને તે પ્રકારના સતત પ્રયત્નથી સિદ્ધ થવાની છે તેથી માણસે પોતાના એકલાના સુખદુખોની અને કલ્યાણની દૃષ્ટિથી વિચાર કરીને કદીયે ન વર્તવુ જોઈએ તે પ્રમાણે વર્તવુ એ માનવી ધર્મની દૃષ્ટિથી ધર્મ ન હોઈ અધર્મ છે તે કર્તવ્ય ન હોઈ સમાજદ્રોહ છે એવુ આપણે સમજવુ

જોઈએ. તેવો દ્રોહ આપણાથી ન થાય માટે આપણે પોતાના આચાર-વિચારોનું વલણ અને ધોરણ સંકુચિત ન રાખતા વ્યાપક બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. કેવળ એકલાનાં સુખદુઃખોનો વિચાર કરીને વર્તવાની સ્થિતિમાંથી નીકળવા માટે માણસને આજે કંઈક હજારો વર્ષો થયાં છે તેમાંથી તે આજે કેટલોયે ઉન્નત થયો છે જો માનવી કે માનવસમૂહ આ વાત ન જાણતાં હજુયે કેવળ સંકુચિત અવસ્થામાં જ સુખ માનવાની અને શોધવાની સ્થિતિમા રહેશે, તે જગતમાં પાછળ પડી જવાનો છે. તેને જગતમાં માનવી તરીકે જીવવાનું અશક્ય થવાનું છે. આ વાત આપણે આજ સુધીના ઇતિહાસ પરથી લક્ષમાં લેવી જોઈએ. ઇતિહાસ પરથી મળતા આ બોધ પરથી આપણે સાવધ થવુ, જોઈએ અને આપણી વિકાસ પામતી બુદ્ધિ અને મનોબળનો ઉપયોગ માનવી સંસ્કૃતિને ટકાવી તેને વધારવા માટે અને માનવધર્મથી વર્તવા માટે જોઈતી સર્વાંગીણ પાત્રતા પ્રાપ્ત કરવા માટે કરતા રહેવું જોઈએ.

માનવી એકાકી અવસ્થામાંથી નીકળી જઈ માનવતા અને બધાના કલ્યાણ વગેરેની કલ્પના સુધી આવી પહોચ્યાનું આજે આપણને જણાતુ હોય તોયે તે કલ્પનાએ હજી ભાવનાનું રૂપ ધારણ કર્યું નથી. કારણ કે કલ્પનામાંથી ભાવનાને ધારણ કરવાની સ્થિતિમાં જવા માટે વચમાં ઘણો કાળ જાય છે. પછી આગળ ભાવનાની સાથે યોજનાશક્તિ અને કર્મ-કૌશલ્ય સહિત કર્તૃત્વ હોય તો યોગ્ય કર્મો થતાં રહી માણસમાં સદ્ગુણો પેદા થવા લાગે છે પછી તે દૃઢ થતા થતા તેને સ્વભાવ બનાવવાને તે દિશામાં ચિંતન, મનન અને સતત વર્તનમાં ઘણો કાળ પસાર થતો હોય છે. તેથી આપણા બધાની — માનવજાતિની આવી સ્થિતિ થવાને ઘણો કાળ જાય તોયે નિરાશ ન થતાં તે દિશામાં આપણે સતત પ્રયત્ન-શીલ રહેવું જોઈએ.

આજે માનવતાનો જે પ્રચાર દેખાઈ આવે છે તેમાં ભાવનાના કરતાં કલ્પનાનો ભાગ વધારે છે. શબ્દચાતુર્ય અને શબ્દલાલિત્યથી ભાવનાઓનો ભાસ થાય છે એમાં શંકા નથી, પરંતુ તે ભાવનાઓ માનવતાની સિદ્ધિ માટે પૂરી પડે એમ નથી. આપણા પ્રચારકાર્યમાં

શબ્દોનો જમાવ વધતો ચાલ્યો છે, પછી એ શબ્દો ભલે હુ આ લેખ લખું છું તે પ્રકારના હોય અથવા ભાષણ અને પ્રવચનને નિમિત્તે હવામા પ્રસરનાર હોય, રેકર્ડ કરેલા હોય કે વિદ્વત્તાપૂર્ણ કે આલંકારિક અને ઠસે એવી ભાષાથી શોભાવેલા હોય. પરતુ શબ્દોચ્ચારના કરતાં માનવજાતિની વિશેષ પ્રગતિ હજી આ માર્ગમાં થઈ નથી એવું આજની સ્થિતિ પરથી સ્પષ્ટ જણાય છે ઘણા જ થોડા માનવીના અંતઃકરણમાં આ ભાવનાઓનો પ્રવેશ થયેલો જણાય છે એ વાત ખરી, પરંતુ માનવજાતિને મુખ્ય સિદ્ધિ અપાવે એટલી સમર્થ હજી એ ભાવનાઓ થઈ નથી. કારણ કે જનતાના અંતઃકરણમાં હજી તે પ્રવેશ પામતી નથી. સમગ્ર માનવજાતિ પ્રેમ, બંધુભાવના, મૈત્રી એટલે એકંદરે સમતાથી વર્તે એ માટે જરૂરી વિધિનિષેધ અને આચારવિચારો અનેક મહાપુરુષો કહેતા આવ્યા છે. તેમને જ જુદા જુદા ધર્મોના નામે આપણે સંબોધીએ છીએ. પરંતુ તે જુદા જુદા ધર્મો નથી પણ એક જ માનવધર્મની ઓળખાણ કરવા માટે દેશ, કાળ અને ભાષાના ભેદ પ્રમાણે કહેલા વિચાર આચારના નિયમો છે એવુ ન સમજતાં દેશ, કાળ અને ભાષા વિષેની સંકુચિત ભાવનાથી આપણે તે નિયમોને પૂર્ણ ધર્મ સમજીને તે વિષે અભિમાન રાખીએ છીએ અને આપસમાં, માનવજાતિમાં વેર વધારીએ છીએ. તે નિયમોનું પૂર્ણ વ્યાપક સ્વરૂપ સમજી લઈ માનવતાની છેવટની સિદ્ધિ સુધી પહોંચવાનો આપણે પ્રયત્ન કરતા નથી. આપણા સંકુચિત જ્ઞાનને જ પૂર્ણ જ્ઞાન સમજીને ધર્મના નામે અધર્માચરણમાં જ ધન્યતા માનીએ છીએ. મહાપુરુષોનાં વચનોનો આપણા મનને રુચે તેવો અર્થ કરીને આપણે અનર્થ કરીએ છીએ એ ઘણા દુઃખની વાત છે. આ બધાનો સારાંશ એ છે કે, આપણામાં હજી માનવતાની ભાવના આવેલી ન હોઈ કેવળ તેની કલ્પના માત્ર આવેલી છે. શાબ્દિક વર્ણન અને શબ્દાડંબરથી આપણે તે વિષેના બૌદ્ધિક આનંદ કે અભિમાનમાં ગરક રહેવાના પ્રયત્નને જ ધર્મની પૂર્ણ સિદ્ધિ માનીને ચાલ્યા છીએ એવું કહેવુ પડે છે.

ઉપર લખ્યા પ્રમાણે પૂર્ણપણે કે અંશત આપણી સ્થિતિ હોય તોપણ આપણે માણસ છીએ અને બીજાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છીએ એ વાસ્તવિક હકીકત જે આપણને બધાને સ્વીકૃત છે, આપણા

અન કરણમા આપણી સ્વપ્નદશા સુધી તે પહોચેલી અને ઠસેલી છે, તો આપણો જન્મ માનવતાની સિદ્ધિ માટે છે એ વાત પણ આપણે આપણી બુદ્ધિને પૂર્ણ વિવેકથી ગળે ઉતારી આપણા મન પર દૃઢપણે ઠસાવવી જોઈએ ઘણા પ્રાચીન કાળથી માંડીને અત્યાર સુધી માનવતાની જે કંઈ થોડીઘણી પ્રગતિ આપણે સાધી છે, તેમાથી જ આગળ ગયા વગર બીજી ગતિ નથી પ્રાપ્ત કરેલી માનવતામાથી આગળ ગયા વગર હવે બીજો ગૌરવાસ્પદ માર્ગ આપણે માટે નથી આપણામા વાત્સલ્યનો વિકાસ થયો છે, કૌટુંબિક અને નાગરિક ભાવ કંઈક અંશે તો આપણામા આવેલ છે તેમાથી હવે આપણાથી પાછા જઈ શકાશે નહીં ગમે તે થાય તોયે હવે આપણે આગળ જ જવુ જોઈએ આપણો વિકાસ સાધવો જોઈએ માનવતાના વિકાસની, તેની છેવટની સિદ્ધિ સુધીની મર્યાદા આપણી કલ્પનામા આવેલી છે તેને પ્રમાણ માનીને આપણે પોતાનો જીવનક્રમ ચલાવવો જોઈએ છેવટની સિદ્ધિથી આજે આપણે કેટલાયે દૂર હોઈએ અને આગળનો માર્ગ ગમે તેટલો કઠણ લાગતો હોય, તોયે આપણે, તે જ માર્ગે આગળ જવુ જોઈએ તે સિવાય આપણે માટે બીજો માર્ગ નથી એ વાત આપણા બધાના મનમા હવે પૂર્ણપણે ઊતરવી જોઈએ

બધાના સુખદુ ખમા પોતાના સુખદુ ખ અને બધાના કલ્યાણમા પોતાનુ કલ્યાણ છે એ શ્રદ્ધાથી આપણે પ્રયત્નશીલ રહીએ તો જ માનવતાની સિદ્ધિ પર્યંત આપણે પહોંચી શકીએ, એ વાત આપણા મનમા દૃઢપણે ઠસ્યા વગર આપણી જુદી જુદી શક્તિઓનો ઉપયોગ આપણે તે માર્ગે કરી શકીશુ નહીં, અને એવી નિષ્ઠા સિવાય આપણે તે માર્ગમા ટકી પણ શકીશુ નહીં આપણા હૃદયની સામુદાયિક કલ્યાણ વિષેની ભાવના અને તે ભાવના પ્રમાણે થતા પ્રત્યક્ષ કલ્યાણપ્રદ કાર્યોના આધારે જ આપણે આ માર્ગમા આગળ જઈ શકીશુ જે સામાજિક વિચારપદ્ધતિ અને આચારથી આપણા સદ્‌ગુણોની વૃદ્ધિ થતી રહે, આપણામા પવિત્રતા આવે, અને આપણા અરસપરસના સંઘર્ષનો નાશ થઈ આપણામા, પરસ્પરમા પ્રેમ, મૈત્રી, ઉદારતા, વિશ્વાસ અને એકતા આવે એ જ ખરી માનવસંસ્કૃતિ અને તેમા જ આપણા બધાનુ કલ્યાણ

છે. આપણા બધાનું જીવનધ્યેય આ જ હોવું જોઈએ. આવા પ્રકારની મનોદશા, આવા પ્રકારની સિદ્ધિ, માણસ સિવાય બીજા કોઈ પણ પ્રાણીને સાધ્ય થવી શકય નથી. વૈયક્તિક, કૌટુંબિક, સામાજિક, રાજકીય, ધાર્મિક, આર્થિક, ઔદ્યોગિક વગેરે પૈકી દરેક સબંધમા અને ક્ષેત્રમાં આ જ ધ્યેય નજર સામે રાખીને આપણે વર્તવું જોઈએ. આ દૃષ્ટિથી આપણા જીવનનો વિચાર કરીને આપણે વર્તીએ તો જીવનના આપણા સબંધો ધર્મસંબંધો થશે અને જીવનનાં બધાં ક્ષેત્રો આપણને કલ્યાણક્ષેત્રો લાગશે. આ રીતે જીવનના બધા સંબંધો અને ક્ષેત્રોમાં આપણે ઉદાત્તપણે સંતોષપૂર્વક વર્તવા લાગીએ તો આપણો જીવનવ્યવહાર, આપણાં કર્તવ્યો અને આપણો ધર્મ એ જુદાં જુદાં રહેશે નહીં, તેને લીધે આપણી અને સમાજની ઉન્નતિ થયા વગર રહેશે નહીં. આવી સ્થિતિમાં સમાજમાં કોઈ દુઃખી અને દરિદ્રી દેખાશે નહીં, અજ્ઞાની અને હતભાગી મળશે નહીં, દોષી અને દુર્ગુણી જણાશે નહીં. આ સ્થિતિમાં આપણા બધામાં પરસ્પરમાં પ્રેમ અને વિશ્વાસ જ દેખાશે. પછી કોણ કોને ઠગશે કે લૂંટશે? કોણ કોની અડચણનો ફાયદો ઉઠાવશે કે કોનું શોષણ કરશે? કોની હિંસા કરશે? માનવસંસ્કૃતિ આ જ સ્થિતિમાં વધે છે અને ટકે છે. આ જ સ્થિતિમાં માનવી વ્યવહાર સહજશુદ્ધપણે ચાલી શકશે. જીવનશુદ્ધિનો આ જ માર્ગ છે. માનવતા પ્રાપ્ત કરવાનો આ જ રસ્તો છે. આમા જ માનવજાતિનું કલ્યાણ છે.

આ ઉદાત્ત ધ્યેય સિદ્ધ કરવા માટે આપણે પોતાની શુદ્ધિથી શરૂઆત કરવી જોઈએ. જેમ જેમ આ માર્ગમાં આપણી પ્રગતિ થતી જશે, જેમ જેમ આપણું મન શુદ્ધ થતું જશે, તેમ તેમ આપણો જીવનવ્યવહાર શુદ્ધપણે ચાલશે. આપણા આજુબાજુના વાતાવરણ પર તેનું સુપરિણામ થતું જશે. પછી બીજાઓને આ માર્ગમાં સહાય કરવાની આપણી શક્તિ આપણામાં સહેજે પ્રકટ થશે. આપણું પોતાનું કલ્યાણ અને બીજાઓનું કલ્યાણ એ જુદું નથી એવી આપણને પોતાને પ્રતીતિ થશેઃ આ મહાન પ્રતીતિ માટે — અનુભવ માટે આપણો જન્મ છે. જીવનની સાર્થકતા આમાં જ છે.

---